# ભાષાંતરમાળા.

યુનિવર્સિટી અને અન્ય શાળાઓના સવાલપત્રોના આધારે.

## પ્રોપ્રાયટરી હાઇસ્કુલ માટે.


પ્રયોજક અને પ્રકાશક,

**જીવણલાલ હરિપ્રસાદ દીવાન,**

અમરતલાલની પોળ, ખાડીઆ-અમદાવાદ.

**બળવંતરાય પરમોદરાય ઠાકોર,**

ખાડીઆ ચોકી પાસે,-અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. ૧૯૧૮. પ્રત ૧૦૦૦.

**અમદાવાદ.**

**ખાડીઆ લેહાભાઇની પોળમાં આવેલા પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કસમાં**

**ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપી.**

# ભાષાંતરમાળા.

## (૧)

ઘણી નાની ઉમરે મહેનતુ જીંદગીની કઠોર વસ્તુઓ શીખવાની જ્યૉર્જ સ્ટીવનસનને જરૂર પડી હતી. તેના બાપને ૭ છોકરાંઓનું કુટુંબ નિભાવવાનું હતું અને તે મતલબને માટે તે વૃદ્ધ માણસનું મેહેનતાણું ભાગ્યેજ પૂરતું હતું. તેથી કરીને જ્યૉર્જ માત્ર સાત વર્ષનો હતો ત્યારે ગાયોના ટોળાની સંભાળ રાખવા તેને ખેતરોમાં મોકલવામાં આવ્યો. તે નાનો છોકરો ઉઘાડે માથે અને ઉઘાડે પગે હતો. અને તેનાં કપડાં કંગાળમાં કંગાળ પ્રકારનાં હતાં. પણ તે ચપળ, સતેજ અને હલકા હૃદયનો હતો અને આનંદથી ગાતો ગાતો પોતાના રોજીંદા કામે તે હમેશાં જતો. તે નાની ઉમરે પણ તેનો યંત્રનો શોખ આપોઆપ પ્રકટ થયો. જ્યારે એકાદ બે કલાક તે નવરો હોય, ત્યારે તે આળસમાં કે રમતો રમવામાં એ ગાળતો નહિ. જ્યાં તેનો બાપ કામ ઉપર હતો ત્યાં યંત્ર આગળ ઉતાવળે તે હમેશાં જતો અને ચમત્કારીક સંચાની હીલચાલો નિરખવામાં આનંદ માનતો. તેના આતુર મનને યંત્ર દુનિયાની અત્યંત અજબ અને ચમત્કારીક ચીજ લાગતી. એકી નજરે તેના સામું જોઈ રહેતાં તેને કદિ કંટાળો આવતો નહિ અને એક જીવતી ચીજ જેવું તેને એ લગભગ ગણતો કે જેની આગળ આદરયુક્ત ધાસ્તીથી તે ઉભો રહેતો. જે પ્રથમ યંત્ર એણે પોતેજ ઉભું કર્યું તેનો ઘાટ એણે ખેતરોમાં માટીથી રચ્યો હતો. ઘણાં વર્ષો પછી જ્યારે એણે છેલ્લું બનાવ્યું, ત્યારે ધંધા અને વેપારનો આખો દેખાવ અને દુનિયાનું સુખ તેથી કેવાં ફરી ગયાં હતાં તે જોઇને એ ખુશી થયો.

## (૨)

લુટારાઓ ગયા પછી વિસ્મય ને ધાસ્તીથી મારી આસપાસ જોતો હું કેટલીક વાર બેઠો. ગમે તે દિશામાં હું ફર્યો, તોપણ ભય અને મુસ્કેલી શિવાય કાંઇ દેખાયું નહીં. વિસ્તીર્ણ અરણ્ય વચ્ચે, ભર ચોમાસામાં, રાની જનાવરોથી, અને તેથી વધારે રાંની મનુષ્યોથી ઘેરાયલો મેં પોતાને જોયો. હું પાસેમાં પાસેના યુરોપીઅન વસાયતથી પાંચસેં માઇલ હતો. એકદમ આ બધા સંજોગો મારી યાદદાસ્તમાં ટોળે થયા, અને હું કબુલ કરૂં છું, કે મારા

ચૈતન્યે મને છોડી દેવાનું શરૂ કર્યું. મારૂં કિસ્મત નક્કી થયેલું, અને સુધ રહ્યા ને નાશ પામ્યા શિવાય મારે બીજો એકે ઇલાજ નહોતો એમ, મેં ગણ્યું. એમ છતાં ધર્મના પ્રભાવે મને મદદ કરી અને આશ્રય આપ્યો. મનુષ્યની ગમે તેવી દુરંદેશી કે અગમચેતી મારા હાલનાં સંકટો કદાચિત ટાળી શકી ન હોત એનો મેં વિચાર કર્યો. અજાણી ભૂમિમાં ખરેખર હું અજાણ્યો (માણસ) હતો, છતાં પોતાને અજાણ્યાનો મિત્ર ગણવાની જે પરમેશ્વરે કૃપા કીધી છે, તેની રક્ષણ કરતી આંખ તળે હજી હું હતો. આ વખતે મોરથી ખીલી ઉઠતા એક નાના છોડવાનું અસાધારણ સૌંદર્ય અનિવાર્ય રીતે મારી આંખે પડયું. મેં વિચાર કર્યો કે આવી થોડી અગત્યની દેખાતી ચીજને દુનિયાના આ ઓતાડા ભાગમાં જે પરમાત્માએ વાવી, પાણી પાયું ને સંપૂર્ણતાએ આણી, તે શું તેની પોતાની છબી પ્રમાણેજ બનાવાયલાં પ્રાણીઓનાં સંકટ અને સ્થિતિ બેપરવાઇથી જોઇ શકશે? ખચીત નહીં!

## (૩)

દુનિયાના પ્રખ્યાત જીતનારાઓમાં બાબર હમેશાં ઘણું ઉંચું સ્થાન લેશે. તેના ચારિત્ર્યે તેની કારકીર્દિ ઉત્પન્ન કરી અને ઘડી. મધ્ય એશિઆમાં એક નાના રાજ્યના આભાસ માત્રનો વારસો પામીને, બહોળા પ્રદેશોના સ્વામી તરીકે તે ગુજરી ગયો. તેનો સ્વભાવ આનંદી હતો. ઉદાર, વિશ્વાસુ, સદા આશાવંત હોવાથી, જેમના પ્રસંગમાં આવતો તે સર્વનો સ્નેહ આકર્ષવાની તે ગોઠવણ કરતો. કુદરતમાં જે સઘળું સુંદર હતું તેની તે તીવ્ર રીતે બુજ કરી શકતો. જે જમાનામાં તે થઇ ગયો, તે જમાનામાં અસાધારણ એવી હદ સુધી તેણે પોતાની અપૂર્વ બુદ્ધિ ખીલવી હતી, અને સખ્ત લાગણીઓ તથા ઘણી ભભકાદાર કલ્પના શક્તિ તેને બક્ષવામાં આવી હતી. લડાઇ તથા કીર્તિને તે ચહાતો હતો, પરંતુ શાંતિ સમયની કળાઓને તે ભુલ્યો નહોતો. જે જાતિઓને તેણે તાબે કરી, તેમની સ્થિતિ વિષે તપાસ કરવાની તથા તેમને માટે શ્રેયકારક ઉપાય યોજવાની ફરજ તેણે ગણી હતી. બાગ કામ, શિલ્પ, સંગીતનો તે શોખી હતો; અને તે કંઇ જેવો તેવો કવિ નહોતો. પરંતુ તેના ચારિત્ર્યનું મોટામાં મોટું ગૌરવ એ હતું, કે જેનું તેને સારી રીતે ઓળખનારા એક જણે તેનામાં આરોપણ કર્યું હતું, અને તેને વિષે કહ્યું હતું, કે તેની ઉદારતા અને દયા વૃત્તિ અગ્રેસરપણું ભોગવતાં હતાં. જો કે થાળે પાડવા જેટલું લાંબું નહીં, પણ ફક્ત જીત મેળવવા જેટલું લાંબું તે જીવ્યો હતો, છતાં જીતવાનું કામ વધારે પવિત્ર હાથોને ભાગ્યે જ સોંપી શકાયું હોત.

(૪)

જ્યારે હિંદુસ્તાનના પ્રાચીન કાયદા બાંધનારાઓએ ચાર મોટી જ્ઞાતિ માટે કાનુનો ઘડયા, ત્યારે તેમનો ઇરાદો ન ઓળંગી શકાય એવા જાતીય અને સામાજીક અંતરાય ઉત્પન્ન કરવાનો નહોતો, પરંતુ પરસ્પર સહકાર્યના પાયા ઉપર મહાન હિંદુ કુટુંબના અંગોને એકત્ર કરવાનો હતો. તે કુટુંબના દરેક અંગે તેની અથવા તેણીની ખાસ ફરજો બજાવવાની હતી, પરંતુ એક બીજાથી તેમને સ્વતંત્ર ગણાવે, અગર સમગ્ર કુટુંબનું ઐકય વિસરાવે એવી એ ફરજો નહોતી. પિતા એ કુટુંબનો બુદ્ધિ વિષયક અને ધાર્મિક વડો હતો. પુત્રો લડાઇ વખતે કુટુંબ કબીલાના રક્ષક અને શાંતિને સમયે આજીવિકા મેળવનારા હતા; તેઓ વળી વધારે ઉંચા હુન્નરોમાં નિષ્ણાત થયેલા ઉસ્તાદ બાંધકામ કરનારા હતા; મા તથા દિકરીઓને માથે, જેમાં વધારે નાજુક કળાને લગતા કામનો સમાવેશ થતો એવી ઘરકામને લગતી ફરજો રહેલી હતી—જેવી કે ઘર શણગારવાની, લુગડાં વણવાની; નોકરોને માથે સખ્ત રીતે ચાકરીનું કામ હતું. જ્યાં લગી કુટુંબનું દરેક અંગ તેના અથવા તેણીના અમુક ક્ષેત્રની ફરજો બજાવતું એટલું જ નહિં, પણ એક બીજા પ્રત્યેનાં કર્તવ્ય ધ્યાનમાં રાખતું, જ્યાં લગી પિતા પુત્રોને, પુત્રો મા અને દિકરીઓને મદદ કરતાં—જ્યાં લગી વસ્તુતઃ જ્ઞાતિ કર્ત્તવ્યના ચાર વિભાગ ખરા સહકારી પાયા ઉપર હતા, ત્યાં લગી હિંદુસ્તાન મહાન્ અને મજબુત રહ્યો. પરંતુ જ્યારે આભડછેટનો વિચાર ઘુસી ગયો, જ્યારે દરેક અંગને તેની અગર તેણીની જ્ઞાતિની ફરજો સાથે જ ફક્ત લાગતું વળગતું રહ્યું, ત્યારે જ્ઞાતિ મજબુતીને બદલે દુર્બળતાનું મૂળ થઇ, કુટુંબે પોતાની એકઠા વળગી રહેવાની શક્તિ ગુમાવી, અને હિંદુસ્તાન દરેક પરદેશી હુમલો કરનારનો સહેલો શીકાર થઇ પડયો.

(૫)

જો આપણે ડુંગર ઉપર ચઢીએ અને નદીપર નીચે દૃષ્ટિ નાંખીએ તો આપણને જણાશે કે નદી અંદર ને બહાર અને પાછળ ને આગળ વાંકી ચુંકી વહે છે. આ વાંક સર્વે નદીઓમાં જ્યાં ધોધ સહેજ હોય છે ત્યાં જોવામાં આવે છે અને નીચે ઘસડાઇ ગયેલા પથ્થર અથવા ઝાડનાં મૂળ જેવી કોઇ નાની અડચણ કે જે નદીના પ્રવાહને બાજુપર ફેરવવાને અને સામા કાંઠા સામું નાખવાને પૂરતી છે અને જે આવી રીતે વાંકો ખાડો બનાવીને કાંઠો ઘસી નાંખવાની શરૂઆત કરે છે તેને લીધે આ વાંક થાય છે. આ ખાડાની આસપાસ પાણી વહે છે અને એ રીતે નદીને પેલેપાર

પાણી પાછું ફેંકી દેવામાં આવે છે અને પાસેના કાંઠાપર એક બીજો વાંકો ખાડો કાપી કાઢશે. અડચણની પછાડી પાણીનો વેગ રોકાશે, અને આને લીધે રેતીનો સઘળો ભાર ખેંચી જવાને અશક્ત થશે, અને આમાંનો કેટલો ભાગ ઠરશે. દરેક વાંકની અંદર પણ વેગ રોકાય છે અને ત્યાં આગળ પણ રેતી ઠરશે. પ્રવાહનું કાર્ય આ પ્રમાણે કાંઠાને બહારની બાજુએ કાપવાનું અને વાંકાની અંદરની બાજુએ પાણીની નીકને ભરી દેવાનું છે. આવી રીતે એકવાર વાંકો બનતા થયા કે તેઓની સંખ્યામાં વધારો થવાની નેમ થશે. વાંકની બહારની બાજુએ હમેશ આપણને ઉભો ઢોળાવવાળો કાંઠો જણાશે. કચરાનો મોટો ભાગ જ્યાં પાણીનું પહેલું રોકાણ થાય છે ત્યાં નીચે નાંખી દેવાય છે, અને આ સામાન્ય નીકના કાંઠાની પાસે ઘણું કરીને હોય છે. નદીના કાંઠા ઉપર જે રસાળ વનસ્પતિ ઘણી વખત ઉગે છે તે પણ ઘણી મદદ કરે છે; અને આવી રીતે ઘણી નદીઓએ કુદરતી કાંઠાઓ એવા બનાવ્યા છે કે જે મેદાનમાં થઇને નદી વહે છે તેની સાધારણ સપાટી કરતાં પણ કેટલા ફુટની વધારે ઉંચાઇએ આવી રહે છે.

( ૬ )

કરોડો લોકો શાકાહારી છે અને કદિ પણ માંસ ખાતા નથી, પણ ભાત અને જુદી જુદી જાતના ધાન્યો ઉપર જીવે છે. તેઓના ખોરાકની કિંમત તેથી કરીને તેમને થોડી બેસે છે. લોકોની હાજતો થોડી હોય છે અને સાધારણ રીતે સહેલાઇથી સંતોષ પમાડી શકાય છે. એનો અર્થ એ કે યુરોપમાં જે મોટી શ્રમ પ્રેરણા પ્રવર્ત્તે છે તે હિંદુસ્થાનમાં નથી. એક ખેડુતને હળ ખેડતો જુઓ. એનો હળ ઘણી અસલી ઢબનો લાકડાનો, સાંકડા ખૂણાના જેવા કાંઇક આકારવાળો અને ખૂણાની અણીપર લોખંડથી મઢેલો છે. આ ઓજાર, જેને બળદની જોડીથી ખેતરમાં આડો ખેંચવામાં આવે છે, તેનાથી છીછરી ચાસ પડે છે અને તેની અંદર એ બીયાં નાખે છે, અને પાક ઉગાડવાને ઘણે ભાગે સૂર્ય તથા વરસાદને ભરોસે રહે છે. પોતાના બાપદાદાઓ સેંકડો વર્ષ ઉપર જે જાતનો હળ વાપરતા, બરાબર તેજ તરેહનો હળ ખેડુત વાપરે છે. વરસાદ સારો આવે તો એ આ સહેલી રીતે પોતાને તથા પોતાના કુટુમ્બને માટે બરાબર પૂરતો થાય એટલો ખોરાક ઉગાડશે. તેથી એને સાહસ અને શોધન શક્તિને કામે લગાડવાને કંઇ ઉત્તેજન નથી. હિંદુસ્થાનમાં રૂઢિ કાયદા કરતાં બળવાન્ છે અને હિંદુસ્થાનનો દેશી જુની રીતોને ચુસ્ત રીતે વળગી રહે છે. હિંદુસ્થાનમાં લોકોનો મોટો જથ્થો વરસાદ પર તદ્દન આધાર રાખે છે. જો વરસાદ નહિ આવે તો તો વિપત્તિ અને કદાચ

મરણુથી કંઇ પણ તેમને બચાવી શકે નહિં. તેથી તેઓને લાગે છે કે આબાદી અને આપદા બન્ને તેમના અખત્યારની બહાર છે, ઇશ્વરાધીન છે ને મનુષ્યના હાથમાં નથી. આથી તેઓ નસીબવાદી બને છે. જ્યારે સંકટ આવી પડે છે ત્યારે તેઓ કાંઇ પ્રયાસ કર્યા વિના પોતાના નસીબને શરણ થાય છે. જીંદગી એક જાતનો જુગાર બને છે, અને આને લીધે અવિચારીપણુ પેદા થાય છે. સાધારણ ખેડુતને સંગ્રહ કરવાનો વિચાર જ હોતો નથી. લગ્નના ઉત્સવો અને મરણની ક્રિયાઓ માટે એ સેંકડો રૂપીયાનું કરજ કરશે અને પોતાના તથા કુટુમ્બના ઉપર પેઢીઓ સુધી કરજનો બોજો નાંખશે.

(૭)

કેવળ પાશ્ચાત્ય વિદ્યા આપણી કન્યાઓને વિષરૂપ અને તેનાં સંબંધીઓને વિટમ્બના રૂપ થઇ પડે છે. એવું આપણા લોક માને છે તે કાંઇ પાયા વિનાની, નિર્મૂળ અથવા અસત્ય વાત જ છે એમ કાંઈ નથી, પરંતુ આ દોષ તે વિદ્યાનો નથી, પણ એના શિક્ષણના પ્રકારનો છે. ઉચિત વિધિથી આપેલું સોમલ અમૃતનો ગુણ આપે છે અને અનુચિત વિધિથી આપેલું અમૃત વિષનું કામ સારે છે. કેવા વિધિથી પાશ્ચાત્ય વિદ્યા સ્ત્રીઓને આવી એ તો તેનું વિષ દૂર રાખી તેનું અમૃત મળે એ પ્રશ્નના ઉત્તર–વિસ્તારમાં પેસવાનો અત્ર પ્રસંગ નથી, પણ એક બે વાક્યોથી સંક્ષિપ્ત ઉત્તર અપાય એટલો આપીશું. સંસ્કૃત વિદ્યા આ દેશનાં બાળકોને માતાના ધાવણ જેવી હોવાથી તરત પચે છે અને આમરણાન્ત વિદ્યારૂપે રક્ષણ અને પોષણ કરે છે. વિનીતીય સંસ્કારોથી ભરેલી ઇંગ્રેજી વિદ્યારૂપ આકાશમાં આપણી પૃથ્વી પર જન્મેલા કાગળરૂપ પતંગને મોકલીયે ને પૃથ્વી સાથે મોટા સૂત્રથી એને સાંધી ન રાખીએ તો તેની અવ્યવસ્થા થાય તેમાં કાંઇ નવાઇ નથી. આપણી કન્યાઓ રૂપ પતંગોને આ આકાશમાં મોકલતાં એ પતંગો ઉરાડનારે આવી ચતુરતા રાખવાની છે; એટલી ચતુરતાથી આ વિદ્યા અમૃતપાન જેવી થાય છે અને અનિષ્ટ ફળ આપતી નથી.

(૮)

ઘોડા ઉપરથી ઉતરીને દરવાજામાં બિહારીલાલ પેસવા જાય છે એટલે દરવાને તેને રોક્યો, અને એક હડસેલો મારી તેને ફેંકી દેવાની તૈયારીમાં હતો એટલામાં તેણે તેનો જુસ્સો સોનેવતી નરમ પાડ્યો. આગળ જતાં ઘણા સિપાઇઓ તેને વીંટળાઇ વળ્યા તેઓ સઘળાને તેણે સોનાના પ્રસાદથી સંતોષ્યા. પછી કેટલાએક મહેતાઓને પણ પાનસોપારી મળ્યાં. એટલું સોનું જ્યારે વપરાયું ત્યારે તેને બેસવાની જગ્યા મળી, અને એક સિપાઇએ માં-

હેના ઓરડામાં કાફુર એક દર્વેશ સાથે વાત કરતો હતો ત્યાં જઇ જાહેર કીધું. કાફુરનું નાક પણ પૈસા સુંઘી સુંઘીને ઘણું તીવ્ર થયેલું હતું તેથી તેણે બિહારીલાલના પૈસાની ગંધ પારખી અને દર્વેશને થોડીવાર સબુર કરવાનું કહી તે બહાર આવ્યો. બિહારીલાલને આગળથી ભણાવી મૂક્યો હતો તે પ્રમાણે કાફુરને જોતાં જ તેણે પાઘડી માથા ઉપરથી ફેંકી દીધી, અને લાંબો થઇ પગે લાગીને રડી પડયો, પણ રૂદનના શબ્દથી પિગળે એવું કાફુરનું અંતઃકરણ કોમળ નહતું. તેના હૈયા ઉપર તો જુદી રીતે જ અસર થતી હતી, અને જ્યારે સોનાનો ખણખણાટ તેને કાને પડતો ત્યારેજ તે ઇંદ્રિયદ્વારે તેના હૃદય ઉપર અસર થતી.

( ૯ )

ધર્મ ઉપર નીતિનો આધાર છે. કેટલાક લોક એમ ધારે છે કે નીતિએ ચાલ્યા એટલે બસ; પરંતુ એ તેમની ભૂલ છે. બેશક નીતિ વિનાનો ધર્મ નીંદવા લાયક છે; ખરો ધર્મ નીતિ વિના હોઇ શકે જ નહિ. પણ એટલું યાદ રાખવું કે નીતિ કંઈ માણસે ઉભી કરેલી નથી, પણ પરમેશ્વરની આજ્ઞારૂપ છે, અને તેથી ખરી રીતે નીતિમાન્ થવા માટે જગતના નિયંતા ઉપર શ્રદ્ધા રાખવાની જરૂર છે. વળી સત્ય જય પામશે અને અસત્ય હારશે એવો દૃઢ વિશ્વાસ ધર્મથી જ આવે છે. લોક નિંદા કરો કે સ્તુતિ કરો, પૈસો મળો કે ન મળો, આજ જ મરણ થાઓ કે હજારો વર્ષ જીંદગી પહોંચો પણ જે સત્યનો માર્ગ છે તે હું કદી પણ નહિ છોડું એવું મનનું બળ પ્રભુ ઉપર શ્રદ્ધા વિના અને એની કૃપા વિના આવી શકતું જ નથી. એ કારણથી નીતિને માર્ગે ચાલી શકવા માટે ધર્મનો આશરો લેવાની જરૂર છે. સઘળી મનુષ્ય જાતિ ઉપર બલકે આખા વિશ્વ ઉપર પ્રેમ, મૈત્રી, કરૂણા રાખવી, એ ગુણો ખરા ધાર્મિકપણામાંથી જ ઉત્પન્ન થાય છે.

( ૧૦ )

પરંતુ આટલું તો નિશ્ચિત છે કે કન્યાઓને કેવળ અશિક્ષિત રાખવામાં તેની કેવળ ભાગ્યહીનતા છે, એટલું જ નહીં પણ નવરાશના કાળમાં તેના હાથમાં તેને રસ પડે અને અવળે માર્ગે તેના મનને જતું રોકે એવો ઉદ્યોગ આપવા માટે સુવિદ્યા જેવું બીજું અક્ષયપાત્ર નથી. જ્યાં તેને કોઇ હિતચિંતક સ્વબુદ્ધિ યોગ્ય અને સમાન રસિક મિત્ર અથવા આપ્તજન મળવો અશક્ય છે એવા પ્રસંગોએ તેને અનાથ થઈ જવા ન દે એવી અને તેને મનગમતી હોઇને તેને કલ્યાણ માર્ગ બતાવે એવી શક્તિ સુવિદ્યા વિના બીજા કોઇમાં એટલે માતા પિતામાં કે સખીમાં આવી શકે એમ નથી, અને સં-

સારરૂપ શીયાળાની અંધ રાત્રિમાં તેના શૈત્યથી થરથરતી અને અન્ધકારમાં ઠોકરો ખાતી બાળાઓના રક્ષણ માટે, ટેકા માટે, અને પ્રકાશ માટે સુવિધા જેવી ઉંફ આપનારી અને સુમાર્ગે દોરનારી શક્તિ અન્યત્ર નથી. આ શક્તિ આ દેશમાં મ્હોટે ભાગે આપણા શાસ્ત્રાદિકમાં છે તો યુગને અનુસરી કેટલીક વાતમાં પાશ્ચાત્ય વિદ્યાના સહવાસમાં પણ છે.

( ૧૧ )

શરીરને અને મનને ઘણો સંબંધ છે. શરીરના રોગથી મન બગડે છે અને મનના દરદથી શરીર ક્ષીણ થાય છે—ને એ બેના બગડવાથી મરણ થાય છે. ભૂખ્યા હોઇએ તો કાંઇ કામ કરવું સૂઝતું નથી—વિચાર કરી શકાતો નથી—મંદવાડમાં બુદ્ધિ ઘટે છે—સ્મરણ શક્તિ કમજોર થાય છે. દિલગીરી, ફીકર, અદેખાઇ વગેરે મનના જોસ્સાથી તેની વૃત્તિ ફરી જાય છે ને તેથી શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થાય છે. શરીરના રોગના ઉપાય સહેલથી મળી આવે, પણ મનના રોગના ઉપાય મળવા મુશ્કેલ છે. વિજોગને લીધે ઘણાં સ્ત્રી પુરૂષો, માબાપ અને છોકરાં હેરાન થાય છે. અશક્ય વાતની ઇચ્છા રાખ્યાં કીધાથી પણ કેટલાક ગાંડા થઇ જાય છે. સહજ શોકના આવેશમાં કણકણા ધૂટે છે, રૂવાં ઉભાં અને પેટમાં ઉનું ઉનું થાય છે, તો અતિશે શોકથી શરીર બગડે ને મન વહી જાય એનાં શક શો લાવવો? શોકાતુર રહ્યાથી વહાલાં ઉપરથી પ્રીતિ ઉઠી જાય છે, ચીઢીયા થવાય છે, દયા અને પરોપકાર બુદ્ધિ મંદ થઇ જાય છે.

( ૧૨ )

મહા પુરૂષોના ચરિત્ર લખવાં જ જોઇએ. એવા પુરૂષો કાંઇ ઘડીએ ઘડીએ જોવામાં આવતા નથી. તેઓ તો પુરૂષત્વના નમુના છે, અને કુદરત એવા નમુના પ્રસંગે પ્રસંગે જ માણસોને નકલ કરવા સારૂ તેમની આગળ મૂકે છે. તેઓના મોટા કૃત્યો તથા ઉંચા મનોભાવ જાણ્યાથી માણસ પોતાનાં ઉંચાં કર્તવ્યો સમજે છે. જે પ્રજામાં જન્મચરિત્રો લખવાની રીત નથી હોતી તે પ્રજાને ઘણું નુકસાન થાય છે. લોકોને સારા નમુના માલમ પડતા નથી, અને તેથી પોતાની ક્ષુદ્ર બુદ્ધિને અનુસરી ક્ષુદ્ર ગતિ જ કર્યાં જાય છે.

( ૧૩ )

રાણી એકલી પુરૂષવેશે ઘોડા ઉપર બેસીને પોતાના બાપના દેશના રસ્તા ઉપર ઘણી ઉતાવળથી મુસાફરી કરતી હતી. વેશ બદલ્યો હતો તે છતાં પણ તેને કોઇની સામું જોવાની હિમત નહિ હતી. તે ધોરી રસ્તો મૂકી આડે અવળે ઠેકાણેથી જંગલ, પહાડ, તથા વિકટ રસ્તે જતી હતી; તે કોઇ પણ ગામમાં વાસો કરતી ન હતી; પણ કોઇ જંગલમાં એકાંત સ્થળ જોઇ

ત્યા રસોઇ કરી બપોર ગાળતી, તથા તેવેજ ઠેકાણે રાત્રે વાસો કરતી. કેટલાએક દહાડા સુધી એ પ્રમાણે મુસાફરી કરતાં કરતાં એક મોટા અરણ્યમાં તે જઇ પહોંચી તે જંગલ ઘણું ઘોર તથા બીહામણું હતું. તેમાં ઝાડો તો એટલાં હતાં કે ખરે બપોરે ત્યાં તડકો આવી શકતો નહિ, તથા ઝાડોની ઘટાથી ત્યાં સદા અંધકાર રહેતો. આગળ પાછળ નાના મોટા ડુંગરો હતા. પવનથી ઝાડનાં પાતરાં હાલતા તેથી ત્યાં નિરંતર શબ્દ થયાંજ કરતો.

(૧૪)

કેટલાંક પ્રાણીઓને તેઓના ઉપર બહારથી જે છાપ પડે છે તેની જાણ હોય છે; પણ તેઓથી બોલાતું નથી; માટે તેઓ એકમેકને પોતપોતાની અંદરની સઘળી જાણ ખુલ્લી રીતે બહાર બતાવી શકતાં નથી. માણસ બોલી શકે છે તે તેને પોતપોતાના કામથી જે જે દુઃખ સુખ થાય છે તે તે એકમેકને જણાવે છે ને જેથી સુખ થાય તે રસ્તા તરફ સૌ જણ મહેનત કરે છે. વળી આપણી જાણ સ્મરણ શક્તિવડે હમેશ રહે છે ને વળી વંશપરંપરા હમેશ વધતી જાય છે; રાની માણસને માત્ર પોતાની ઝુંપડી, પોતાનાં હથિયાર ને પોતાનાં બૈરાં બાળક સંબંધીજ જાણ હોય છે. શહેરીને ઘણી ઘણી વાતની જાણ હોય છે. રાની માણસ ગમે તેવો શરીરે જોરાવર હોય ને પોતાના તીર તાકવામાં સાચો હોય તો પણ તેને શરીરે નબળો એવો શહેરી, પોતાની જાણના બળવડે પોતાને તાબે કરે છે. સારાંશ કે જેમ જેનું વધારે જ્ઞાન અને તેથી વધારે બળ તેમ તે પોતાનાથી ઓછા જ્ઞાનવાળાથી ઉંચી પદવીએ રહી ઉંચું સુખ ભોગવે છે.

(૧૫)

ફરતાં ફરતાં એ થાકી ગયો, પણ શહેરનો પાર આવ્યો નહિ. લોકો એવા બેદરકાર અને ટિખળી માલમ પડયા કે કોઇ રસ્તો બતાવે જ નહિ, ને કોઇ કદાપિ બતાવે તો એવો આડો ને કયાંનો કયાં એ બિચારો પરદેશી કૂટાયાં જ કરે. કોઇ મોટું મકાન જોયું કે એના મનમાં એમ લાગે કે આ પાદશાહનો મ્હેલ આવ્યો, પણ તપાસ કરતાં જણાય કે એ તો કોઇ સાધારણ વેપારી કે મુત્સદ્દીનું ઘર છે. કોઇ ઠાઠ ભર્યો રસાલો જતો દેખે કે ધારે કે પાદશાહની સ્વારી હશે, પણ પૂછતાં એનું નામ કોઈ દિલ્હીમાં જાણતું નથી એવો તે અપ્રસિદ્ધ નીકળે. એમ રખડતાં રખડતાં અને ભમતાં ભમતાં સાંજ પડવા આવી, પણ પાદશાહની કચેરીનો તો કાંઇ પણ પત્તો લાગ્યો નહિ. તેથી પાછો વળ્યો અને ઉતારો જડતાં એટલી મુશીબત પડી કે થાકીને લોથ થઇ જઇ વગર ખાધે ને પીધે એક સાદડી ઉપર જ સૂઇ ગયો.

(૧૬)

અકબર શરીરે સુદૃઢ અને રૂપાળો, ખુશનુમા ચહેરાવાળો, અને બોલવે ચાલવે મનોહર હતો. તેની ચામડી ગોરી અને બુદ્ધિ વિશાળ હતી. તેનામાં અંગબળ અને ચપળતા પુષ્કળ હતાં. જુવાનીમાં મદિરા પાન અને અનેક પ્રકારનાં ગળ્યાં અને સ્વાદિષ્ટ ભોજનનો શોખી હતો, પણ એ શોખ થોડાં વરસમાં છોડી દઇ એક વાતે પરહેજગાર થયો. વરસમાં અમુક દિવસે માંસાહાર કરતો નહિં. એ દિવસોનો સરવાળો કરતાં વરસમાં આશરે ત્રણ માસ થતા. તેને તત્ત્વજ્ઞાન પર ઘણી રૂચિ હતી, માટે ઉંઘવાનો વખત ઘણો થોડો રાખી તે ઘણીવાર આખી રાત વિદ્વાનોના સંવાદ સાંભળવા બેસતો, ને બીજી વખતે પણ તે નિદ્રાવશ થવામાં ઝાઝો કાળ કાઢતો નહિં. બીજા હરકોઇ પાદશાહે મુલકી રાજ્ય વહીવટમાં એના જેટલો સુધારો કર્યો નથી, છતાં વખતની યોગ્ય વ્હેંચણ કરવાથી તથા ઝટ કામ કરવાની ચતુરાઇએ કરીને તેને અભ્યાસ અને ગમ્મતને માટે પુષ્કળ અવકાશ મળતો.

(૧૭)

બાળકો ભૂખથી રૂદન કરે છે. નગરમાંથી હવે અન્ન મળતું નથી: નથી મળતાં કંદ, મૂળ કે ફળ, બે દિવસ થયાં જળ પીને રહીએ છીએ. આપણા ઘરમાં ધાતુપાત્ર પણ નથી; સમ ખાવાને ઘરમાં સાજું વસ્ત્ર પણ નથી. જેમ જળ વિના વાડીનાં વૃક્ષ સુકાઈ જાય, તેમ અન્ન રસ વગર બાળકો સુકાઇ ગયાં છે. ઠંડથી થરથરતાં બાળકો રોઇને રાખમાં પેસી સૂઇ રહે છે; હું તેમનું દુઃખ દેખીને બળી જાઉં છું. ઘર નીચાં અને ભીંતો પડી ગઈ છે, તેથી કૂતરાં બિલાડાં અંદર પેસી જાય છે. બાળકોને નખ તથા જટા વધી છે અને માંહેથી રક્ષા ઉડે છે. આપ દર્ભની ફાટી તૂટી સાદડીપર પડી રહો છો, બીજે ત્રીજે કે ચોથે દિવસે આહાર કરોછો, તેથી મારૂં કાળજું બળી જાય છે; પણ હું શું કરૂં ?

(૧૮)

અંગ્રેજી છંદ આપણી કવિતામાં ઉતારવાનો પ્રયત્ન શી રીતે વ્યર્થ નીવડે છે તે બતાવવાને આટલું વિગતમાં ઉતરવું પડયું. અંગ્રેજી તથા ગુજરાતી છંદના પ્રાણભૂત તત્ત્વ વચ્ચે મૂલગત ભેદનું પરિણામ જેમ અંગ્રેજી છંદ ગુજરાતીમાં આણવાની અશક્યતામાં આવે છે તેમજ—અથવા તેથી પણ વિશેષ રીતે—ગુજરાતી છંદ અંગ્રેજીમાં આણવાની અશક્યતામાં પણ દર્શન દે છે. આ ઉત્તરોક્ત પ્રયત્ન કેવો હસનીય થાય છે તે સર્વને અનુભવગમ્ય છે.

( ૧૯ )

ખાનદેશમાં દેશની શાંતિ (થવી) વધારે મુશ્કેલ હતી. ભીલ (લોકો) વસ્તીનો મોટો ભાગ હતા, અને જો કે પાધર મુલક થોડી વારમાં બળવા-ખોરોથી મુક્ત થયો, તો પણ સાતપુડા (પર્વત) ના પહાડી પ્રદેશ અને પશ્ચિમનાં રોગથી ભરેલાં જંગલો તાબે કરવાનું એટલું સ્હેલું નહોતું. ઘણું લશ્કર રહેવા દેવામાં આવ્યું હતું, જેનું મુખ્ય સ્થળ માલેગામ હતું; ડુંગરોના ઉપર ચોકી રાખવામાં આવી હતી અને (બળવાના) ફાટી નીકળતાં સખ્ત શિક્ષા પામતાં. બીજી તરફ ભીલ (લોકો) ને જમીન ખેડવાને લાલચ બતાવવામાં આવી. જે સબળાઓ વસે તેમને આગળથી પૈસા અને માફી જમીન આપવામાં આવી. જે નાયકોનો પહાડી રસ્તા ઉપર અમલ હતો તેમને લવાજમ આપ્યાં. અને છેવટે ભીલ (લોકો) ને તેમનું અનિયમિત લશ્કર બનાવીને કામે લગાડવાને યત્ન કરવામાં આવ્યા. (એ) માણસોની આળસુ ટેવો અને તેમની નિયમ પ્રમાણે કામ કરવાની અરૂચિથી પહેલા પ્રયાસો નિષ્ફળ ગયા. એમ છતાં સર જેમ્સ આઉટ્રામ પાછળથી ભીલ (લોકો) ના સ્વભાવનાં પક્કાં જ્ઞાન સાથેનાં પોતાનાં ધીરજ અને મક્કમપણાથી એક ભીલ લશ્કરી ટુકડી બનાવવાને ફતેહમંદ થયા, અને ખાનદેશ ધીમે ધીમે શાંત થયો.

( ૨૦ )

પ્રાણી માત્ર ઉપર સમભાવ રાખી દયા કરો. દયા એ ધાર્મિક મનુષ્યોનું સામર્થ્ય અને અવલંબન છે. તમારા પર નિર્દયતા વપરાઇ હોય તો તેનો બદલો દયાથી વાળો. જેમ ચંદન વૃક્ષને કુહાડી કાપે છે તેમ તે તેને સુગંધી આપે છે. તમારાં પુત્ર પુત્રીઓને બાળપણમાં ગૃહકાર્યમાંથી થોડો વખત કહાડીને સ્વધર્મનું શિક્ષણ આપો. તમે નિત્ય વિવેક ભર્યાં અને પ્રીતિયુક્ત મધુર વચનો બોલો. મનુષ્યો વિષય સુખમાં લુબ્ધ થઇને પોતાની ઇંદ્રિયોથી કંઇ કંઇ અધર્મ અને અનીતિનાં કર્મ કરે છે. ઇંદ્રિયજીત થનારને હમેશાં સુખ પ્રાપ્ત થશે. પરમાર્થ બુદ્ધિનો કદી પણ અનાદર કરતા નહિ. જે કોઇ મનુષ્ય બીજાને દુઃખ દેતો નથી, પણ સર્વનું રૂડું ઇચ્છે છે, તે અક્ષય સુખ ભોગવે છે! અધર્મથી સુખ મેળવવાની પાપરૂપ ઇચ્છા સ્વપ્નામાં પણ કરશો નહિ. પાપ બુદ્ધિનાં માણસો કદાપિ તુરત દુઃખ ન દેખે, તોપણ વહેલાં કે મોડાં એ પાપનું ફળ દુઃખરૂપે તેમને ભોગવવું જ પડે છે.

( ૨૧ )

બીજે દહાડે બુદ્ધ ભિક્ષાપાત્ર હાથમાં લઇને નગરમાં પેઠો. એકવાર વિચાર કર્યો કે ભિક્ષાને માટે એકદમ રાજભવનમાં જાઉં, કે ઘેર ઘેર ભિક્ષ

માંગતો માંગતો આગળ વધ્યું. પરંતુ સંઘના નિયમાનુસારે ઘેર ઘેર ભિક્ષા માંગવી એ નક્કી કર્યું. બીજા ભિક્ષુકને જે નિયમ લાગુ પડતા હતા તે જ રાજપુત્ર અને ગુરૂ તરીકે તેને લાગુ પડતા હતા. રાજપુત્રનો ભીખારી વેશ જોઇને નગરજનો રોવા લાગ્યા. ઘરમાં અતુલ ઐશ્વર્ય હોવા છતાં એક મુઠી અનાજને માટે રાજપુત્ર બારણે બારણે ભિક્ષા માંગે છે. રમણીઓના કોમળ પ્રાણમાં આવો ભયાનક દેખાવ સહન થયો નહિં, તેથી તેઓ નાના પ્રકારનાં વિલાપ કરવા લાગી. ચારે બાજુએ આર્તનાદ અને ગડબડ સાંભળીને ગોપા મહેલ ઉપર ચઢીને જુએ છે તો પોતાનો પ્રાણાધિક સ્વામી, ઉઘાડે પગે, ખુલ્લે માથે, હલદરના રંગનું કપડું પહેરીને ઉઘાડે શરીરે હાથમાં ભિક્ષાપાત્ર લઇને ધીમે ધીમે ચાલે છે. ગોપા સ્વામીની આવી મૂર્તિ જોઇને બેશુદ્ધ થઈ ગઈ. જે સોનાની ગાડી સીવાય કદી એક પગલું ભરતો નહોતો, મણિ મુક્તાથી જેનું શરીર સર્વદા સજ્જિત રહેતું હતું; તરેહવાર વસ્તુ વિના જે આહાર કરતો નહોતો, તે આજે માટીનું પાત્ર હાથમાં લઇને પિતાની જ રાજધાનીમાં ભિક્ષા માંગવા નીકળ્યો છે! આવો દેખાવ જોઇને કોણ રોયા વગર રહે?

( ૨૨ )

વિદ્યાના કામમાં સંપ રાખવો ઘણો જરૂરનો છે. જે વિદ્વાન થયો તેણે ફૂલાઇ ન જવું, તથા પોતાથી ઉતરતા પંડિતોને તુચ્છ ન ગણવા. પંડિતોની લડાઇથી પણ કુસંપે ઘર ઘાલ્યાં છે. વાદવિવાદથી પંડિતોમાં ઈર્ષા વધીને વિદ્યામાં વધારો થાય છે. પણ તે વાદવિવાદથી ક્રોધ અને દ્વેષના ઘરમાં ઉતરવું નહિ. જે વિદ્વાનો સંપ થકી કામો કરે છે તેમના પરાક્રમ અલૌકિક છે. ઈંગ્લાંડ દેશની આટલી ચઢતી છે તેના કારણોમાંનું મોટું કારણ આ છે કે ત્યાં વિદ્વાનોની હજારો મંડળી છે, જેમાં તેઓ પોતપોતાના વિચાર જણાવે છે અને એક સંપ થઇને નવાં કારખાનાં કાઢે છે, જે કારખાનાથકી પોતાને અને પોતાના દેશને લાભ થાય છે. જુઓ, ઈંગ્લાંડ દેશના વિદ્વાનોની રીત અને અહીંના વિદ્વાનોની રીત. અહીંના વિદ્વાનોની રીત આવી છે કે મોટાઇમાં બીજાઓથી જુદું પડવું. અને પોતાના મતની નવી શાળા કહાડવી. પણ એમ થવાથી દેશના લાભમાં થોડા ગ્રંથ બને છે, પણ સામસામાની ખોદણીના ગ્રંથ ઘણા લખાય છે. એક વિદ્વાને બીજાનું સત્યાનાશ ન ઇચ્છવું, પણ તેને આશીર્વાદ દેવો, એકને આબરૂ મળેલી જોઈ બીજાએ ખીજવાઇ ન જવું, પણ પોતાને આબરૂ મળે તેમ કરવાનો ઈર્ષાથી (અદેખાઇથી નહિ) પરિશ્રમ કરવો.

(૨૩)

કવિ પોતાનો બધો વખત વિદ્યાનંદમાં અને સ્વદેશહિતની ચર્ચામાંજ કાઢતા. એની પાસે જે આવે તેની સાથે એજ વાત, ગ્રામ્ય વાર્તા બિલકુલ પસંદ નહોતી, અને વિદ્વાન મિત્રોનું મંડળ હોય તો તેમાં પાંચ છ કલાક સુધી પણ એવી ઉંચીજ વાતચિતમાં નિમગ્ન રહેતા. એવી વાતચિતમાં ડોળ, ડમાક, કે પોતેજ બહુ બોલવું એવો સ્વભાવ જરાપણ હતો નહિ. તેમજ દુરાગ્રહથી પોતાનો વાદ પકડી રહેવો એમ પણ નહિ. સામાનો પક્ષ સકારણ દેખે તો તે સ્વીકારવો, અને નહિ તો તેના રદિયા આપી કેવળ સત્યનોજ નિર્ણય કરવા તરફ એમનું વલણ રહેતું. આવી ચર્ચામાં કવિ એવો તો કાંઇ અજબ ઉત્સાહ નાંખતા કે તે વિષયમાં બરાબર નહિ સમજી શકે એવા સાંભળનારને પણ એનો રંગ લાગતો. વિદ્યાનો શોખ, દેશની દાઝ, અને સ્વતંત્રતાની બુદ્ધિ એ ગુણોનો કેટલોક પાસ જે કોઇ કવિના સહવાસમાં આવતા તેને લાગ્યા વિના રહેતો નહિ. ખરે! કવિમાં સ્વાભાવિક લોહચુંબકત્વજ હતું, જે વડે સર્વના મન હરતા અને પોતાનો અંશ કોઇ બીજામાં તેની પાત્રતા પ્રમાણે પ્રેરતા.

(૨૪)

વીસમી સદીના ઇતિહાસમાં સ્ત્રીની ઉન્નતીનો પ્રશ્ન ઘણો મહત્વનો છે. દુનયામાં ચોતરફ દરેક વર્ગની સ્ત્રીની તમામ પંક્તિમાં એક નવીન બળ પ્રસરતું જાય છે. ગરીબ તેમ જ શ્રીમંત, શિક્ષિત તેમ જ અજ્ઞાન, સ્ત્રીઓને તેમની પોતાની નવિન ઉપયોગિતાનો ઉદય થતો લાગે છે. ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ તરફની ઉત્સાહભરી પ્રવૃત્તિ દાખલ થઈ છે. દુનિયાંની મહાન પ્રગતિમાં સ્ત્રીઓ પણ સહાયભૂત બને તે માટે પોતાની બગીનીઓનો અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરવા અને તેમની સુધારણા કરવા સારૂ એકત્ર થવા દરેક દેશની સ્ત્રીઓ પરસ્પર આમંત્રણ કરે છે. સ્ત્રીઓની આ પ્રગતિ એક શુભ ચિન્હ છે. કારણ કે મનુષ્યમાત્રના બંધુત્વની જે વૃત્તિ મનુષ્યનીતીમાં ફરી વળી છે અને તે અનુરૂપ છે. અમેરિકાની સ્ત્રીઓએ જે પ્રવૃત્તિ માન્ય કરી છે તે જ યુરોપની સ્ત્રીઓને ગ્રાહ્ય છે. ઇંગ્લાંડ, ફ્રાન્સ અને જર્મનીમાંથી આખા યુરોપખંડ ઉપર એ પ્રવૃત્તિ ગઇ છે. અને એ ગતિ સાથે સાથે એનું સામર્થ્ય પણ વધતું ગયું છે. આ વિગ્રહમાં છેવટે પૂર્વની સ્ત્રીઓને એ પ્રવૃત્તિના આમંત્રણનું ભાન થયું છે. અને તેઓ પણ આ વિશમા સૈકાના બીજા દશકામાં જે નવજીવનનો ઉદય થયો છે, તેમાં પોતાનો ભાગ બજાવવા લાગી છે. ઇતિહાસમાં જોતાં થોડોક કાળ સ્ત્રીજાતીની ઉન્નતીનો આવે છે, પછી

ચડતી આવે છે. દુનિયાંના પ્રાચીન યુગમાં એટલે જ્યારે ઉત્તર યુરોપ જંગલીપણામાં ડુબેલો હતો ત્યારે આપણા દેશમાં સ્ત્રીઓને જાહેર સન્માન મળતું તથા તે કાળની સર્વ પ્રવૃત્તીઓમાં તેમ જ જ્ઞાનમાં તેમનો ભાગ હતો. પરંતુ તે પછીના સમયમાં હિન્દમાં સ્ત્રીની કીર્તિ ઝાંખી થઈ છે. પણ હમણાં તે બાબત ફરીથી ચેતન થવા લાગી છે.

( ૨૫ )

આ પ્રમાણે નાની તેમજ મોટી દરેક વસ્તુમાં દેખાતી વ્યવસ્થા અને નિયમ ઉપરાંત આ વિશ્વમાં એટલું બધું અસાધારણ સૌંદર્ય કે મનુષ્ય સૌંદર્યને સમજીને તેનું મહત્વ વિચારી શકે યા ન પણ શકે, પણ પ્રભુ તો પોતાની રચેલી શક્તિમાં આનંદ માનતો હોય એમ લાગે છે. વસ્તુઓમાં એટલી બધી સુંદરતા રહેલી છે કે જે મનુષ્યની દૃષ્ટિ જોઈ શકતી નથી, અથવા તો જે સૂક્ષ્મદર્શક યંત્રથીજ જોઇ શકાય. જેમ તમે વધારે સૂક્ષ્મ તપાસ કરશો તેમ આખી સૃષ્ટીમાં વ્યાપી રહેલી ભવ્યતા, અનંતતા, વિવિધતા, નિયમ અને સૌંદર્ય જોઇ તમે ચકિત થશો.

*　　　*　　　*　　　*

જગતના વ્યવહારમાં મનુષ્યને એકલા રહેવાનું નથી એ તો નક્કીજ છે. કોઇ પણ પ્રકારના સમાજમાં રહેવાનું છે તો તે સમાજમાં રહીને સ્વમાન સાચવવાનું કાર્ય સહેલું નથી. પરંતુ તેમાંજ ખરૂં વીરત્વ છે. સ્વમાન સાચવતાં જે કષ્ટ વેઠવાં પડે તે હિંમતથી સહન કરવામાંજ તેની ખરી કસોટી છે; અને તેમાં વિજયી નીવડશે તેજ સમાજને સત્ય માર્ગે દોરી શકશે. સામા માણસના હક્ક સાચવવામાં ઘણો સ્વાર્થ ત્યાગ રહેલો છે. અને જો આપણને પોતાના હક સાચવવાની ઇચ્છા હોય તો સામાના હક સાચવવા એ આપણો ધર્મ છે એ વાત સમજવી કઠણ નથી.

( ૨૬ )

યોદ્ધાઓ કરતાં વિદ્વાનો [કવિઓ] વધારે અમર છે. મુવેલા લેખકો જીવતા જ છે, ત્હેમના લેખરૂપે અદ્યપિ જીવે છે ને સર્વત્ર વિચરે છે; યોદ્ધાઓ, દેશના દેશ જીતનારા યોદ્ધાઓ ખાક થઈ ઉડી ગયા છે. લેખકોએ ઉત્તમ પુસ્તક દ્વારા કરોડો દ્રવ્યની મીલકત કરી એવા દેશ યુરોપ અને અમેરિકા વિના બીજા નથી. અને આપણા તો ભોજ, વિક્રમ, અકબર, શિવાજી મરી પરવાર્યા છે. માટે ઉત્તમ લેખકોના વિચારોના નિરંતર સહવાસ રાખી તે પ્રમાણે વર્તન રાખવા યત્નવાન થવાથી ચરિત્ર ઘણું ઉન્નત, રસમય, તત્વમય, અને વિનીત નીપજે છે. એ વાત ઉપર સર્વદા લક્ષ રાખવું આવશ્યક છે.

( ૨૭ )

પોતાના શોક કરતા ખીજમતદારોને શોકાતુર હૃદયથી તથા આંસુથી ભરેલી આંખો વડે છેલ્લી સલામ કર્યા પછી મેરીએ ફ્રાન્સ દેશ, જે એકલો જ તેની જીંદગીમાં ભાગ્યદેવી તેના ઉપર પ્રસન્ન હતી એવો પ્રદેશ હતો તે છોડયો. જ્યાંસુધી ફ્રાન્સનો કિનારો દેખાયા કીધો ત્યાંસુધી તેણે તે તરફ એકચિત્તે ધારી ધારીને જોયા કીધું, અને ભાગ્યની જે ટેકરી ઉપરથી તે નીચે પડી હતી તે બાબત ઉંડા વિચારમાં પડી ગઈ હોય તેવી રીતે બેસીને વિચાર કરતી, તથા પોતાના બાકી રહેલા દિવસો જે સંકટો અને આફતોને લીધે દુઃખકારક થઈ પડયા તે સંકટો અને આફતો કદાચ આગળથી જાણતી હોય તેમ તે વારંવાર નિસાસા નાખતી અને રડતી કે " ફ્રાન્સ ! તને છેલ્લી સલામ ! જે દેશને હું હવે પછી કદી જોઇશ નહિ તે પ્યારા દેશ ! તને છેલ્લી સલામ ! " રાત્રે અંધારાને લીધે તેને જમીન દેખાતી બંધ થઇ ત્યારે પણ તે કેબિનમાં ગઈ નહિ, તેમ જ તેણે ખોરાક પણ ચાખ્યો નહિ; પરંતુ તૂતક ઉપર એક કોચ મૂકવાનો હુકમ કરી ત્યાં દિવસ પાછો ઉગવાની અતિશય અધીરાઇથી રાહ જોતી તે બેઠી. આ વખતે નસીબે તેના ઉપર મહેરબાની કરી. રાતમાં તે વહાણે થોડો જ રસ્તો કાપ્યો; સવારમાં ફ્રાન્સનો કિનારો હજુ દેખાતો હતો.

( ૨૮ )

જો આપણું અંતઃકરણ કબુલ કરે કે અમુક પગલાંમાં જનસમાજનું હિત સમાયલું છે, એટલા ઉદ્દેશથી વર્તન થાય અને માત્ર સ્વચ્છન્દે કે નિરંકુશપણે વર્તવાનો ઉદ્દેશ ન રાખવામાં આવે તો તેવી વર્તણુકથી જનસમાજને લાભ થવાનોજ એ નિશ્ચય છે. ચારિત્ર્યની દૃઢતા એ પ્રજાની ઉન્નતિનો મૂળ સ્તમ્ભ છે, એ ભાવના લક્ષ્યમાં રાખીને આપણાં બન્ધનો છોડવાનો પ્રયત્ન થાય તો તે નિષ્ફળ નહિ જાય. કારણકે એ બંધનો ગેરવ્યાજબી છે. તેને લીધે પ્રગતિ અટકે છે. બીજા દેશો સાથેની સ્પર્ધામાં આપણે ટકી શકતા નથી એ બધી વાત કોઇ નાકબુલ કરતું નથી. મનુષ્યની સ્વતન્ત્રતા અને સ્વમાનની ભાવનાની સાથે આવા બન્ધનો ટકી શકેજ નહિ. જે કાળ માટે એવાં બન્ધનો મૂકાયાં હશે તે કાળ હવે જતો રહ્યો છે. હવે માત્ર ઢોંગ રહ્યો છે. વખત ઘણોજ બદલાયો છે. પ્રાચીન સંસ્થાઓ અસલનાજ રૂપમાં ફરી સ્થાપી શકાવાની નથી..........આપણે ન્યાય અને વિવેકશક્તિનું પ્રમાણ લઇને સમાજ ચલાવવાનો છે, તેને અંગે સ્વમાન, અને સત્ય બન્ધુભાવ, અશક્ત અને દબાયલા પ્રત્યે સહાનુભૂતિ, નિડર કર્તવ્યપરાયણતા, એ સર્વ ભાવના ઉત્પન્ન થશે.

( ૨૯ )

આ સ્મશાનમાં કાગડા, ગીધ આદિ માંસાહારી જનાવરો ભક્ષણની લાલચે આમ તેમ ફરતાં હતાં. ભૂતપ્રેતનું તે નિવાસસ્થાન મનાતું હતું. બે ત્રણ દિવસનાં બળેલાં શબની રક્ષા ધકધકી રહી હતી, કોઇ કોઈ સ્થળે બળતાં હાડકાંના તડતડાટ થઇ રહ્યા હતા. આગળ પાછળ ઉગેલા બાવળીઆ, કાંટાની વૃષ્ટિ કરી, જડ હૃદયવાળા મનુષ્યોના પગ કોચી મૃત્યુની આવશ્યકતા સૂચવતા હતા. મહાન પુરૂષનું પણ અંતે આટલું જ રહે છે એવું સૂચવનાર કાજળી ખરી પડેલા અણુની પેઠે ઉડયા કરતી હતી; તુટી પડેલા દાંત, છુટી પડેલી દંષ્ટ્રા, છુંદાઈ ગયેલા હાથ, ખરી પડેલાં આંગળાં, નીકળી ગયેલી ખોપરી, ભાંગી ગયેલા નળા અને મહા વિષથી કઠણ થઈ ગયેલા સર્પનાં ગુંછળા જેવાં હાડપિંજર છુટે છુટે વેરાઈ જઇ સંસાર સુખને ધુળધાણી કરી દેખાડતા હતા. મત્સ્ય, મયુર, મરઘી ઇત્યાદીનું ભક્ષણ કરનાર દયા વિનાના મનુષ્યોને પણ અહીં તો જ્ઞાન મળવું જોઇએ કે બીચારા અવાચક અને અનાથ પ્રાણીની તેઓ જેવી અવસ્થા કરે છે તેવી જ બલકે તેથી વધારે વિષમ અવસ્થા એક કાળે હેમની પણ તેવાં જ અવાચક પ્રાણી કરશે; અને જે દેહને અત્તરના લેપ ને ગુલાબનાં છાંટણાં તથા ચંદનની ચર્ચા અને રેશમનાં વસ્ત્ર હોય છે તે દેહના પણ શત શત કડકા થઈ જશે, તથા હેમનાથી પણ વિશેષ ભુખાળવો અગ્નિ તેમને ગળી જશે, ચાવી જશે, ભક્ષી જશે.

( ૩૦ )

તેને માલુમ પડયું કે તેના મોટા સરદારો સ્થિતિ બદલાતાં ભોગ વિલાસમાં અત્યંત લપટાઇ ગયા. તેમના ખાનપાન વગેરેના શોખ અને ખર્ચની સીમા ન રહી. એક જણે પોતાના જોડામાં રૂપાના ખીલા જડાવ્યા; બીજાએ કુસ્તીના અખાડા માટે ઇજીપ્તનીજ માટી વાપરવા માંડી અને વખતોવખત તે લાવવા કેટલાંક ઉંટોની નીમણુક કરી; ત્રીજાએ શિકાર માટે બાર તેર માઇલ જમીન ઘેરી લેવાય એવી જાળો કરાવી. ઘણાએ મર્દન માટે તેલને બદલે અત્તરો વાપરવા માંડયાં, અને સ્નાન કરાવનારા બીછાના કરાવનારા વગેરે નોકરો સંખ્યાબંધ વધારી દીધા. એલેક્ઝાંડર ( Alexander ) આ અધઃપાતને એક ફીલસુફની માફક વખોડવા લાગ્યો. તે તેમને કહેતો કે "આ યશસ્વી પરાક્રમો તમે કર્યાં છે અને તમને જાત અનુભવ છે કે મહેનત અને કસરતથી જેવી મીઠી ઉંઘ આવે છે તેવી આળસ અને જનાનીવેડાથી આવતીજ નથી, છતાં તમે આવી કટેવો ગ્રહણ કરો છો એ ઘણું વિચિત્ર છે. વળી ઇરાની રહેણી અને મેસીડોનીયન ( Macedonian )

રહેણી એ બન્નેની તમને પુરી માહિતી છે; છતાં તમે એ બેના મુકાબલાથી એટલું જોઇ શકતા નથી કે ભોગવિલાસની ગુલામગિરી જેવી ગુલામગિરી નથી અને મરદાની પરિશ્રમના શોખની સાહેબી જેવી સાહેબી નથી. તમારો ધંધો સિપાહગિરીનો છે. પણ જે માણસ હાથે ન્હાવા ધોવામાં હીણું સમજે છે તે પોતાના ઘોડાની શી ચાકરી કરશે અને પોતાના હથિયાર બખ્તર કેવી રીતે સજ્જ રાખશે ? તમને શું એટલું પણ સમજાવવાની જરૂર છે કે વિજયની સફલતા હારેલાઓની નકલ કરવામાં નહીં પણ ગુણ અને નીતિ અને પૌરૂષમાં તેમના કરતાં ઉચ્ચતર જીવન સાધવામાંજ છે ?" પોતાની રહેણીથી પણ તેઓને દાખલો આપવા તે મથ્યો. આ સમયે તે લડાયક કસરતો અને શિકારમાં ઘણો વખત ગાળવા લાગ્યો, અને જોખમ તથા સંકટ ખેડવામાં હમેશ કરતાં પણ વધારે બેદરકાર બન્યો. એક વખતે એક સ્પાર્ટન એલચીની હાજરીમાં તેણે એક વિકરાળ સિંહનો શિકાર કર્યો, તેમાં એટલું સાહસ બતાવ્યું કે તે એલચી બોલ્યો, "એલેકઝાંડર ! આ મૃગરાજની સાથે તમે રાજપદની હરીફાઈ બહુ અચ્છી રીતે કરી છે."

( ૩૧ )

ધર્મમાત્ર જે જે દેશકાલમાં પેદા થયા છે; ત્યાંના પ્રસંગ તથા લોક એ એને જોઈ અધિકાર પ્રમાણે રચાયા છે. એ રચના એતો એ ધર્મનું બાહ્યરૂપ છે, ને જો તે રૂપને વળગીને ધર્મની સત્યાસત્યતાનો નિર્ણય કરવા બેસીએ તો આ દુનિઆનો અંત આવે ત્યાં સુધી તકરાર કરતાં પરવારીએ નહીં. પણ તેનો બાહ્ય અર્થ તજી જે ગૂઢ અર્થ છે તેને સમજીએ, અધિકારને અનુસરીને જે રચના કરવી પડી હોય તેને કાઢી નાખીએ, ત્યારે સર્વ વાત એવી રીતે સમજવાની કે તે સત્ય રૂપે એક જ જણાય. સત્ય છે તે એક જ છે, ને અનાદિ તથા અનંત છે. એ સત્યને સમજાવવા માટે અધિકાર પરત્વે યોજનાઓ થઈ છે. પણ જેને સમજવાની શક્તિ છે તે શબ્દને તજીને અર્થને ગૃહે છે, કુશકા તજી ચોખા વીણે છે, ને એમ બધે એકતા જ જુએ છે.

( ૩૨ )

શિષ્ય વર્ગે બહારની બધી બાબતોમાંથી મન કાઢી નાંખી માત્ર વિદ્યાભ્યાસમાં ધ્યાન રાખવું જોઇએ. એ જ પદ્ધતિપર પ્રાચીન સમયમાં આપણા દેશમાં શિક્ષણ અપાતું. તે સમયે અરણ્યમાં કે એકાન્ત આશ્રમમાં વાલ્મીકિ, કણ્વ વગેરે ઋષિઓનાં ગુરૂકુળો હતાં. ઋષિયો કુલ-પતિ કહેવાતા. એક હજાર શિષ્ય જેના હાથ નીચે અધ્યયન કરે તે કુલપતિ. આમ આશ્રમમાં રહેવાથી સંસારનાં બીજાં કાર્યોમાંથી તેમનું ચિત્ત દૂર થઇ માત્ર અભ્યાસમાં મગ્ન રહેતું

ને એથી જ તેઓ ઉત્તમ શિષ્ય નીવડતા ને સારૂં જ્ઞાન પ્રાપ્ત કરતા એટલું જ નહીં, પણ ઉત્તમ ગુરૂના સંસર્ગમાં રહેવાથી તેમના ઉત્તમ ગુણો તેઓ પ્રાપ્ત કરતા. દેશાટન અને સમુદ્રયાન જેની પૂર્વે સમયમાં મના હતી અને જે મના કરવા માટે હાલ આપણે શાસ્ત્ર બનાવનારાઓને નિન્દીએ છીએ તેનો મૂળ હેતુ વખાણુવા લાયક હતો. જ્યાં સુધી વ્યક્તિના કે પ્રજાના વિચારો બંધાઇ દૃઢ અને પરિપક્વ થયા નથી, ત્યાં સુધી તેને બહારના સંસર્ગથી દૂર રહેવાની અને ઉંચી ભાવના તેને દર્શાવી હોય તેને શુદ્ધ અને બહારના સંસર્ગથી બગડ્યા વગરની રાખવાની જરૂર છે. એ જ કારણથી જ્ઞાતિઓની રચના થઇ અને હાલના વખતમાં તે નુક્સાન કરતી થઇ છે તોપણ તે સમયે તેનો હેતુ ઘણો ઊંચો ને વખાણુવાલાયક હતો.

( ૩૩ )

સારા સંજોગોને લીધે વિશુદ્ધિ જળવાય તેમાં શી નવાઈ? પણ જ્યારે ફાંસીને લાકડે પણ વિશુદ્ધિ જળવાય, જ્યારે જગત બધું બદલાઇ જાય ત્યારે પણ તે જળવાય, જ્યારે મિલ્કત બધી લુટાઈ જાય, જ્યારે દુષ્ટ દુસ્મનના કેદખાનામાં સડતા હોઇએ; જ્યારે એક તરફ આખી દુનિઆ અને બીજી તરફ આપણે એકલા હોઇએ છતાં પણ વિશુદ્ધિ જળવાય ત્યારેજ ચારિત્રની ખરી ખુબી કહેવાય. સંજોગને આધારે સારૂં રહેવું એમાં વિક્રમ નથી. એમ તો કેદખાને પડેલા કેદીને કાંઇક કાંઇક પવિત્ર જીવન ગાળવું પડે છે. તેઓ ગમે તેટલા લુચ્ચા કે બદમાશ હોય તો પણ બંદીખાનામાં તેઓ દારૂ પી શકતા નથી, જુગાર રમી શકતા નથી, વ્યભિચાર કરી શકતા નથી, અને એવાંજ બીજાં પાપો કરી શકતા નથી, તેથી શું તેને શુદ્ધ ચારિત્રવાળા કહેવા?

( ૩૪ )

ઇલિઝાબેથના સંબંધમાં જેટલો દુસ્મનોએ વાક્ક્ષેપ મુક્યો છે અને મિત્રોએ શ્લાઘા કરેલ છે, તેટલો બીજા કોઇ ઇતિહાસ પ્રસિદ્ધ મહાન સુજજનની જવલે જ છચોક થએલ હશે. તેમ છતાં એવો રાજકર્તા ભાગ્યેજ થએલ હશે. જગની કીર્તિ આ રાજ્યકર્તા જેટલી ભાવિક પ્રજાના સર્વઃઅનુમોદને નિર્ણય થએલી હશે. તેમની અસાધારણ દીર્ઘ કારકીર્દી અને સદ્વર્તનની સંગીન મુખમુદ્રા સઘળા દુરાગ્રહને વશ કરતા અને ગુણાપવાદીઓને તેમના અપવાદોનો મોટો ભાગ કમી કરવાની સરજોરી કરવાને શક્તિમાન હતા. તખ્તનસીન રાજ્યકર્તાઓમાંથી કોઇ પણ તેમનાથી મનોબળ, દૃઢતા, ઔદાર્ય, કુશાગ્રબુદ્ધિ, જાગૃતિ અને વક્તૃત્વમાં સર્વોપરી નિવડ્યા નથી. તેમના નાલેશીઓએ, કંઇક તેમનાં સ્તોત્રોથી, રાજ્યકીય પક્ષો અને વધારે નવાઈ જેવું

એકે ધાર્મિક શત્રુવટ હોવા છતાં, તેમના સંબંધમાં મતાનુભેદ વગરનો અભિપ્રાય પ્રાપ્ત કર્યો છે. તેમનું વર્તન ક્રમકડક, સહેજ ઓછું રોઆબવાળું, વધારે સાત્વિક અને રૈયત પ્રત્યે લાડકીય અપેક્ષિત હતું. તેમણે પોતાના મનોબળથી મક્કમ ખાસીઅતો જામામાં રાખી પરાકાષ્ટાએ જતાં અટકાવી હતી. તેમનું શૌર્ય અવિચારથી, કરકસર અર્થકામથી, મૈત્રી રાખરખાવતથી અને ચપળ સ્વભાવ રાજ્ય લોભથી વિરક્ત છે; તો પણ તેઓ પોતાની જાતનું નજીવી ખામીઓ જેવી કે શ્લાઘાની ઉત્કંઠા, પ્રેમ સંશય, સૌંદર્યતાંની હરીફાઈ અને ગુસ્સાના જુસ્સાથી સમાનકાળજી અને સમાન વિજયથી રક્ષણ કરી શક્યાં નહોતાં.

( ૩૫ )

ગુજરાતની જાહોજલાલીપર અંધકારના, વિસ્મરણના, પરાધીનતાના થર પર થર ચઢ્યા છે. ગુર્જર ભૂમિમાં સ્મશાનની નીરસ શાન્તિ છે, છતાં અહીંઆંજ જીવન્ત ઇતિહાસના પ્રસંગો પ્રકટ્યા હતા; દુકાળે દુભાતાં આજ ખેતરોમાં ભરચક્ક પાકે, નામનાં બની રહેલાં વનોની પહેલાંની ગંભીર ઘટાએ, સુકાઇ જતી સરિતાનાં ઉછળતાં જળે, એક વખત જુદું જીવન જોયું હતું, વિજયી વીરોની નણહાક સાંભળી હતી, સત્તા ને ભક્તિના ભારો અનુભવ્યા હતા. ગુજરાત એ મહાવૃક્ષ છે. તેનાં મૂળોમાં શ્રીકૃષ્ણ પરમાત્માનો કર્મયોગ હૂપાયો છે; તેનાં ડાળે નર્મદા ને ગાંધીઓની કુંપળો ફૂટી છે.

*     *     *     *

પોતાનું કાંઇ હીત ન હોય, પોતાની નામનાનો સીધો માર્ગ પણ પ્રાપ્ત થવાનો ન હોય, અને તેથી વિપરીત પક્ષે અનેક સંકટો સહન કરવાનાં પ્રત્યક્ષ હોય છતાં એ પંથમાંજ વિચરનાર મનુષ્ય ક્વચિત્ત જ મળી આવે છે. શ્રીમાન્ શંકરાચાર્ય સ્વામી તેવા મહાપુરૂષોમાંના એક ગણાય છે, અને મહાત્મા ગૌતમબુદ્ધ પણ એજ કોટીના મનુષ્ય છે. પણ તેવા મનુષ્યની ગણત્રી ગણવાને આંગળીપરના વેઢાજ પૂરતા છે. તેમના જીવનની શરૂઆત આપણે જોઇએ છીએ ત્યારે કેટલીક વેળાએ તો આપણને અસમ્ભવ જણાય તેવી બાબતમાંથી પ્રકટ થયેલી જણાય છે; પરંતુ મહત્તાની બીના તેજ છે! એક મનુષ્યના શબને જોવા માત્રથી રાજપાટનો ત્યાગ કરીને કોઇ મનુષ્યને સન્યસ્થ ધારણ કરવાની અને પોતાનું કર્તવ્ય કર્મ શું છે તેનો નિશ્ચય થવાની ઘટના બની હોય તો તેનું પહેલું અનુપમ દૃષ્ટાન્ત ગૌતમબુદ્ધનુંજ છે.

( ૩૬ )

ખુશામત એ એવું ખરાબ વ્યસન છે કે તેથી તેને ભોગવનાર તેમ જ ભોગવાવનાર બેઉ પાયમાલ થાય છે. ખરી પ્રીતિ, ખરી આબરૂ, ખરી ખુ-

શામત તમારાં પોતાનાં જ અંતઃકરણ પાસેથી જ પામો; પરમ શૌર્યથી અંતઃકરણની સૂચના પ્રમાણે જ આચરણ રાખો એટલે લોકપ્રિયતા, માન, આબરૂ, બધું એની મેળે આવશે. લોક એ પંચરંગી કલ્પના માત્રનું જ નામ છે. એમાં સત્ય કે સ્થિર કશું નથી. આજ એક વાત, કાલ બીજી, વળી ત્રીજી, એમ લોકમાં અનેક રંગ જણાય છે. પ્રતાપી હરિશ્ચંદ્રને કઠિયારો થઈ, ભાર ઉપાડતો જોઇ, સ્ત્રીને વેચી નાંખતો દેખી, છેવટ સ્મશાનમાં કાંટીયાં ભેગાં કરતો નિહાળી ક્રિયા લોકને એમ નહિ થયું હોય કે આ ગાંડો સત્યમાં બેવકૂફ થઇ ગયો છે. શામાટે જરાક જૂઠું બોલતો નથી કે આ પીડા પતે! પણ એ મહાત્માનું મહાત્મ્ય એની દૃઢ વૃત્તિમાં અને લોકની પણ વિરૂદ્ધ વર્ત્તવામાં જ પ્રકાશી રહ્યું છે. સત્યપરાયણ શૌર્યવાનને લોકો ગાંડા ગણે છે, પણ ગાંડપણ એ કોઇ કોઇવાર ડાહ્યાપણાની નિશાની હોય છે. એક જ ચીલે ચાલ્યાં જનારાં હજાર બકરાંથી જૂદો પડી, જૂદો માર્ગ શોધનાર સિંહ સર્વને ગજાવી શકે છે, મનોનિગ્રહ યુક્ત દૃઢ વૃત્તિવાળાં માણસ હમેશાં લોકને મન ગાંડા જ હોય છે, પણ એ ગાંડાઇ જ આ વિશ્વના તત્વવેત્તા, શોધક, કવિ, પંડિત, સર્વના ખમીરનું તત્વ છે—વિશ્વનું ભૂષણ છે.

(૩૭)

બાળક છે તે તેનાં માતા અને પિતાનાં શરીર, ને મનની યથાયોગ્ય પ્રતિમા છે. એવી પ્રતિમા પેદા થાય છે ત્યારે માતાપિતાના હર્ષમાં કશી મણા રહેતી નથી, પ્રેમનું સાર્થક થવાથી તે પ્રેમ સહસ્ત્ર ગણો વૃદ્ધિ પામે છે, ને બાળકને જોઇ એ પ્રેમ ઉભરાયાં કરે છે. ઘણે ઠેકાણે બાળક સ્ત્રી જાતિનું હોય કે પુરૂષ જાતિનું હોય તે ઉપર માબાપ પોતાના હર્ષનો આધાર રાખે છે, પણ મનુષ્ય સ્વભાવ એવો નથી કે પોતાના બાળકમાં એવો તફાવત રાખી એક કરતાં બીજાને વધારે વહાલું કે અગત્યનું ગણે. જે નિર્દય લોક છે, જેનામાં પ્રેમ કે દયાનો છાંટો નથી ને તેથી જે પશુ જેવા જ છે તે આવા વિચારમાં પડી ખરૂં સુખ ભોગવવાનો અવસર વણસાડી નાખે છે. બાળક થવું એજ માબાપના હર્ષની પરાકાષ્ઠા છે, માબાપના જીવનો સાર છે, જે પ્રેમથી લગ્ન થયું છે તેનું ફળ છે, એ બાળકના ઉત્પન્ન કરનારનો ધર્મ છે કે તેને સાચવવું, તેને પોષવું, તેને મોટું કરવું, તેને શરીરથી, મનથી અને આત્માથી વિશુદ્ધ રાખવું અને એમ આ જગતમાં સ્વતંત્ર રીતે તેને વ્યવહાર કરતાં શીખવવું. વ્યવહારમાં પણ તે ઉત્તમમાં ઉત્તમ મનુષ્ય નીવડે, ઉત્તમમાં ઉત્તમ પુરૂષ કે ઉત્તમમાં ઉત્તમ સ્ત્રી નીવડે, એવું તેને કરવું, એ માબાપનું જ કામ છે. અવતરે ત્યારથી બાળક માતા પાસે જ રહે છે, તે ગમે

તેટલું મોટું થાય તોપણ બાળક સ્વાભાવિક રીતે માતાની પાસે કોઇ અલૌકિક પ્રીતિભાવથી નમતું રહે છે. બાળકનાં મનને અને આત્માને તેમ તેના શરીરને શુદ્ધ માર્ગે ચઢાવવાનું મુખ્ય કામ માતાનું છે ને તેથી જ બાળક આગળ જતાં જેવું નીકળે તેનો યશ અપયશ બધો માતાને શિર છે.

( ૩૮ )

ત્યાં તે વેળાએ સખ્ત ઉનાળો હતો તેથી હું થાકીને જમના નદીના કિનારાપર બેસીને પાણીની લહેર અને તરંગોની મઝા જોતો હતો. ચારે બાજુ ઉપરની મંદમંદ સુગંધવાળી શીતળ હવા શરીર ઉપર આવ્યાથી શરીર થંડું થઇ ગયું હતું. આકાશ તરફ નજર કરી જોઉં છું તો હીરાના કટકાની પેઠે એક પછી એક તારા નિકળતા હતા. ઝાડો ઉપર પક્ષિઓ જાતજાતના શબ્દ કરતાં હતાં તે પણ ધીરે ધીરે ચુપ થયાં અને મનુષ્યોના ઘરમાંના જે ચિત્ર વિચિત્ર શબ્દો સંભળાતા હતા તે પણ બંધ થઇ ગયા. એટલામાં સર્વ કષ્ટોને દૂર કરનારી અને સંતાપને મટાડનારી નિદ્રાદેવી સઘળાં પ્રાણીઓની આંખમાં આવીને ઘણા ક્લેશોને શાંતિ આપવા લાગી. એવા અપૂર્વ સમયમાં હું એક પથરની લાદી ઉપર બેસીને આકાશ તરફ નજર કરીને જગતનું કાર્ય, કારણ, સુખ દુઃખ, ધર્મ અધર્મ એવા બીજા કેટલીક જાતના વિચારો કરતો; પાણીનો કળકળ અવાજ, ઝાડના પાંદડાનો શરશર શબ્દ અને થંડા પવનની મંદમંદ સુગંધ આવવાથી મારા મનની સઘળી વૃત્તિઓ ધીરે ધીરે અવસન્ન થઇ ગઇ. અને નિદ્રાદેવીએ મારી આંખમાં પ્રવેશ કરી આંખના દરવાજા બંધ કરી દીધા.

*　　　*　　　*　　　*

" કર્ત્તવ્યનું ખરૂં બળ ઉત્સાહમાં જ છે. " ખરેખર, કાર્ય કરતી વખતે ઉત્પન્ન થતા મનના ઉત્સાહમાં કોઇ પણ અતુલ શક્તિ રહેલી છે, કે જે શક્તિ કર્ત્તવ્યના માર્ગમાં આવતાં વિઘ્નોના મોટા સમુહને ક્ષણવારમાં વિખેરી નાંખે છે, નિરાશાના અંકુરને સમુળગા છેદી નાખે છે, કાર્ય સફળ થવાની આશાનાં કિરણો ફેંકીને આશ્વાસન આપતાં કર્ત્તવ્ય સાધનના પરિશ્રમને દૂર કરી મનને શાંતિ ઉપજાવે છે, મુસ્કેલી ભરેલા કાર્યની પણ સત્વર સિદ્ધિ કરી આપે છે, અને તેથી અનુપમ આનંદ પ્રવાહ પ્રચલિત થાય છે; એટલું જ નહિ પણ મોટાં મુસ્કેલી ભર્યાં કાર્યો કરવાનું માનસિક બળ અર્પે છે.

( ૪૦ )

આ અંગ્રેજ સ્ત્રીની ધીરજવાળી બરદાસ અને સંભાળથી ઘાયલ થયલાઓને એટલો બધો આરામ મળ્યો કે તેઓ તેનું વર્ણન કરી શક્યા નહિ.

રાત્રે પોતાના બિછાના પર તેની છાયા પડેલી દેખતા કે તરતજ યોદ્ધાઓ તેનું કલ્યાણ ઇચ્છતા. તે સ્ત્રી કહે છે કે " શુદ્ધ હિંમત, સહનશીલતા, ધૈર્ય, સદ્બુદ્ધિ, શાંત રીતે દુઃખ વેઠવાની શક્તિ, આ ગુણો સાધારણમાં સાધારણ અંગ્રેજ યોદ્ધાઓમાં પણ યુદ્ધમાં જેટલા જોવામાં આવે છે તેના કરતાં કઈ પ્રજામાં વધારે દેખાય છે ? બીજા માણસો મરજીમાં આવે તેમ કહે, પણ મારો તો અભિપ્રાય એવો છે કે સઘળા પ્રકારનાં તપ, ઉપવાસ વગેરેમાં જેટલો ખરો ધર્મ રહ્યો છે તેના કરતાં જે મનુષ્ય પોતાનો વખત, શક્તિ, અને જરૂર પડે તો જીંદગી પણ, કંઇપણ પરકલ્યાણ માટે, રાજ હિતને અર્થે, સ્વદેશ હિતને અર્થે કે સ્વસૈન્યના હિતને અર્થે અર્પણ કરે છે તે પુરૂષ વધારે ખરેખરૂં ધર્મકૃત્ય કરે છે; અને અમે સ્વાર્થ તજી નુકસાન વેઠીએ છિએ એમ કહ્યા વગર આવી રીતે આત્માર્પણ કરવાની વૃત્તિ જેવી સાચી ઈંગ્લંડમાં જોવામાં આવે છે તેવી બીજે કોઈ ઠેકાણે દેખાતી નથી."

( ૪૧ )

મજુરી કરી પેટ ભરનાર માણસને મજુરી લાભકારક છે કે હાનીકારક છે, મજુરીમાં સુખ છે કે દુઃખ છે એ વિષે સ્ટુ મિલર કરતાં બીજો કોઈ વધારે જાણે એમ નથી. તે પોતાના અનુભવથી કહે છે કે કઠણમાં કઠણ કામ પણ સુખદાતા છે, અને જાત સુધારાનું સાધન થઇ પડે છે. ખરા દિલની મહેનત માણસનો મોટામાં મોટો ગુરૂ જાણવો; અને મહેનતનું સ્થળ એ ધર્મશાસ્ત્રની શાળાથી બીજે નંબરે અતિ ઉચ્ચ પ્રતિની શાળા સમજવી. શ્રમરૂપી શાળામાં માણસ કેળવાય છે, તેથી જગતમાં ઉપયોગી થઇ પડવાની તેનામાં ગતિ આવે છે. જાત ઉપરજ ભરોસો રાખવાથી માણસમાં સ્વતંત્રતાથી રહેવાની શક્તિ ઉગે છે અને આગ્રહથી મંડ્યા રહેવાની આદત આવે છે. વળી, તેનો એવો પણ અભિપ્રાય હતો કે, કારીગર લોકોને પોતાનો ધંધો કરવાથી એવા પ્રકારની કેળવણી મળે છે કે પદાર્થોનો નિરંતર પ્રત્યક્ષ અને વ્યવહારિક અનુભવ થવાથી તેમની અવલોકન શક્તિ સારી પેઠે ઉદ્દીપન થાય છે, અને જનસમૂહના સંસર્ગથી જન સ્વભાવનો ઘણો સત્ય અને સૂક્ષ્મ અનુભવ થાય છે, તેથી કરીને આ ભવસાગરમાં તેઓ આગળ ચાલવાને વધારે લાયક થતા જાય છે.

( ૪૨ )

પણ આ નિયમમાં એક જાણવા જોગ અપવાદ છે. જેને નૈતિક પ્રતિભા કહીએ તેવા બનાવ કોઇ વખત દર્શન આપે છે. જેવી રીતે કેટલાક બુદ્ધિ-

શાળી પુરૂષો પોતાની પારસ્થિતિ કરતાં બહુ આગળ પડતા જન્મે છે, તેમ પ્રસંગોપાત એવા પુરૂષો પણ દર્શન આપે છે કે જેઓ પોતાના જમાના ક-રતાં નીતિના વિચારોમાં ઘણાજ આગળ વધેલા હોય છે. તેઓ પોતાના સમય કરતાં ઘણુંજ આગળ પડતું નીતનું ધોરણ બાંધે છે, નિષ્કામ સદ્‌ગુણ, વિશ્વપ્રીતિ અને સ્વાર્પણનાં વિચાર બીજ ચોતરફ વેરે છે, અને તે એટલાં બધાં આગળ વધેલાં હોય છે કે જાણે તેને જમાનાના પવન જોડે કાંઈ સંબંધ ન હોય તેવું લાગે છે. વળી તેઓ ફરજો વિષે તથા કાર્યના ઉદ્દેશ વિષે એટલા ઉંચા વિચારો દસાવે છે કે ઘણા લોકોને તે હવાઇ કિલ્લા જેવા લાગે છે, આમ છતાં તેમના ગુણોત્કર્ષની લોહચુંબક જેવી આકર્ષક શક્તિની સમકાલીન પુરૂષોપર જબરી અસર થાય છે. તેઓમાં નવો ઉત્સાહ જાગે છે, અનુયાયીઓનું મંડળ ઉભું થાય છે, અને પરિણામે ઘણા લોકો પોતાના સમયની નૈતિક દશાથી મુક્ત થાય છે. પણ આવી અસર અલ્પાયુષી હોય છે. થોડા વખત પછી ઉત્સાહ નાશ પામે છે, આસપાસના સંજોગોનું બળ ફરી વધે છે, શુદ્ધ આસ્થા સ્થૂલરૂપ ધારણ કરે છે, તેનાપર પ્રતિકુલ વિચા-રોનો કાટ ચડી જાય છે, પછી તે સ્થાનભ્રષ્ટ થાય છે, ને વિકાર પામે છે. એટલે તેનાં પૂર્વ લક્ષણ છેવટે અદૃશ્ય થાય છે.

## ( ૪૨ )

'સોશિયલ સર્વિસ લીગ' ને સ્થાપવાના હેતુમાંનો એક હેતુ સ્વયં સેવકોનું એક મંડળ ઉભું કરી, આપણા યુવકોને અનુભવી આગેવાનોના શિક્ષણ મુજબ પોતાને રૂચતું સાર્વજનીક કામ કરવા સમર્થ બનાવવાનો છે. લીગે હાથ ધરેલું કાર્ય પૂર્ણ કરવામાં કામ ઉપાડી લેનાર યુવકોની એક સારી સંખ્યાની સહાયની જરૂર છે. જે સ્વયંસેવકો આનંદથી નમ્રપણે આત્મભોગ આપીને કામ કરે એટલું જ નહિ, પણ એવી નીપૂણતાથી કરે, જેથી પૈસા તેમ જ શક્તિના ઓછામાં ઓછા વ્યયથી કામ પરિપુર્ણ થાય. હમણાં કેટ-લાક પ્રસંગોમાં યુવાન સ્વયંસેવકોએ એકત્રતાથી જે કામ બજાવ્યું છે તે પરથી એમ માલૂમ પડયું કે તેમને આપણા અગ્રેસરો તરફથી શિક્ષણ મળે, ને માર્ગ દર્શાવવામાં આવે તો પોતાના બ્હેન બંધુઓ માટે તેઓ સાર્વજનીક કામ સારી રીતે કરે. અમારો અનુભવ એમ સુચવે છે કે આ એકત્ર થયેલા સ્વયંસેવકોનું સાર્વજનીક કામ માટે એક જાથુકનું મંડળ કરવું.

## ( ૪૩ )

આણી પાસ રામની પીડાની કાંઇ સીમા રહી નહિ. સીતા જેમ સાદાં વસ્ત્રાભુષણ રાખી મહાદુઃખે દિવસ ગાળતાં હતાં તેમ રામ પણ

અતિ વિકટ વેદના વેઠતા હતા. એવામાં શંબુક નામે શૂદ્ર દંડકામાં તપ કરતો હતો તેને લીધે એક બ્રાહ્મણનો પુત્ર અકાળ મૃત્યુથી મરી ગયો; તે બ્રાહ્મણે આવી રામને ફરીયાદ કરી તે ઉપરથી રામ એ શૂદ્રને હણવા ગયા. શૂદ્રને રામને હાથે હણતાં મોક્ષ થાય એવો શાપ હતો એટલે તેને તે લાભ થયો, પણ રામને તો દંડકારણ્યના પરિચિત પ્રદેશો જોઇ પૂર્વનાં વનવિહારાદિ સાંભળતાં સીતા સાંભરી, અને બહુ દુઃખ પેદા થયું. એ સમયે પૂર્વ સખી વાસંતીએ આવી રામને આશ્વાસન આપતાં પણ એવાં માર્મિક વચનોથી વિંધી નાંખ્યા કે એમની અંતર્વેદના બહુ વધી.

(૪૪)

યુરોપના લોકો જ્ઞાનવૃદ્ધિને માટે યાત્રાની કેટલી જરૂર સમજે છે તે નીચેની હકીકત ઉપરથી જણાશે. ઘણાં વર્ષથી ઇંગ્લાંડમાં એવો ધારો છે કે પાઠશાળામાં અભ્યાસ કર્યા પછી છોકરાને યુરોપની યાત્રા કરવા મોકલવો, અને વધારે શક્તિ ન હોય તો પણ ફ્રાન્સ તથા ઇટાલીમાં તો ફરી આવે જ. બીજા દેશમાં પણ એવી તરેહની રીત હતી. આગગાડી વગેરેની મદદથી મુસાફરી જેમ જેમ સહેલી થતી ગઇ તેમ તેમ વધારે દૂરની મુસાફરી કરવાની ઉત્કંઠા ઉત્પન્ન થતી આવી છે. હાલ વિદ્યાર્થીઓએ યુરોપની જ યાત્રા કરવી એ બસ ગણાતી નથી, અને ઉત્સાહી પુરૂષો અમેરિકા, હિંદુસ્તાન, આસ્ટ્રેલિઆ, વગેરે દુનીઆમાંના બીજા મુલકોમાં પ્રવાસ કરી આવવાની હોંશ રાખે છે. કેળવણી પરિપૂર્ણ કરવાને આખા જગતની યાત્રા થાય તો સારૂં એમ વિદ્યાર્થીઓ સમજે છે, અને કેટલા તે પ્રમાણે કરી પણ આવે છે. એવાને ઉત્તેજન આપવાને સારૂ તથા તે યાત્રાનું પરિપૂર્ણ ફળ પ્રાપ્ત કરાવવા સારૂ ફ્રાન્સમાં એક મંડળી ઉભી થઇ છે, તે મંડળીએ એવી ગોઠવણ કરી છે કે એકના એક સારા વહાણમાં ન્હાય તે વિદ્યાર્થી થોડે ખર્ચે એક વર્ષમાં જગતની યાત્રા કરી આવે. એ સભાએ વળી દુનીઆના બધા ભાગોમાં પ્રખ્યાત પુરૂષોની વગ મેળવી છે તેથી તેમનું ભલામણપત્ર લઇ જનારને એવો સમાગમ મળે છે કે તેઓને જોઇતું જ્ઞાન ઉત્તમ પાત્રદ્વારાએ પ્રાપ્ત થઈ શકે છે.

(૪૫)

ધર્મનીતિનું જ્ઞાન તથા વિદ્યાનું જ્ઞાન એ બે ઉપર હરેક દેશની સુધરાઈ આધાર રાખે છે. એ બે વાત થકી માણસો બીજાં પ્રાણીઓના સંબંધમાં પોતાની સ્થિતિ કેટલી ઉંચી છે તે જાણે છે; પોતાના પેદા કરનારને ઓળખે છે; જગતમાં સઘળી ચીજો સંપસંપીને રહેલી છે એમ જોઇને, પોતે પણ

ક્લેશ ટંટા દૂર કરી સલાહસંપથી રહે છે; દુર્ગુણ સદ્ગુણ ને પાપપુણ્ય શું છે તે સમજે છે; અનેક વસ્તુના ઉપયોગ કરી જાણી જીવતાં સંસારસુખ ભોગવી મરણ પછીના સુગતિ—સ્વર્ગ—મોક્ષનાં આશા સુખમાં રહે છે.

* * * *

પછી અમેરિકન આગેવાનો પોતાના નવા રાજ્યની વ્યવસ્થા કરી તેને દૃઢીભૂત કરવાના ઉદ્યમમાં મચ્યા. રાજ્યમાં સર્વત્ર નાશ દેખાતો હતો; ખેતી વેપાર બંધ હતાં ને રાજ્યને ભારે દેવું હતું. તેઓએ સારા સારા ધારા બાંધ્યા અને સને ૧૭૮૭ માં સર્વે સંસ્થાનોના પ્રતિનિધિઓની એક મોટી સભા ફિલાડેલ્ફિયામાં ભરી વોશિંગટનને પ્રજાસત્તાક રાજ્યના વ્યવસ્થા નિયમ ઘડી કહાડનાર મંડળીનો મુખ્ય કીધો. તેણે તે કામ સારી રીતે બજાવ્યું. સને ૧૭૮૯ માં તેને યુનાઇટેડ સ્ટેટ્સનો પહેલો પ્રમુખ સ્થાપવામાં આવ્યો. સને ૧૭૯૩ માં બીજીવાર તેને તે પદ મળ્યું અને જે બુદ્ધિને જે નિર્લોભપણું તેણે લશ્કરી કારકીર્દીમાં દેખાડ્યું હતું તે તેણે રાજ્યના પ્રમુખ સત્તાધારીની કારકીર્દીમાં પણ દેખાડ્યું.

( ૪૬ )

જગન્નાથ પંડિતને પોતાના પરાક્રમનું એવું અભિમાન હતું કે તેણે પોતાના પ્રસિદ્ધ રસગંગાધર નામના ગ્રંથમાં દૃષ્ટાંતો આપવા માટે પણ પારકાં કાવ્ય લેવાં ઠીક ધાર્યાં નથી, ને તેમણે લખ્યું છે કે “ કસ્તુરી ઉત્પન્ન કરી શકે તેવો મૃગ શું પુષ્પના ગંધને સેવશે ? ” પારકા ઉપર આધાર ન રાખવામાં ખરો પુરૂષાર્થ સમજી, રાજમુકુટ તજી ખાખમાં રમતાં શ્રી ભર્તૃહરિએ કહ્યું છે કે “ ગંગાના તરંગની ઝીણથી શીતલ થયેલાં હિમાલયનાં સ્થાન શું લય પામી ગયાં છે, કે મનુષ્યો અપમાનયુક્ત પરપિંડ ઉપર આશક્તિ ધરી રહ્યાં છે ? ” સંસારમાં વસવું તો પોતાના જ બાહુબલે પ્રાપ્ત કરેલા ઉપર સંતોષ રાખવો, ને તેમ થઇ શકે તો પારકાના ઉપર આશા રાખી પડ્યાં રહેવા કરતાં સંસારમાંથી જતાં રહેવું. ને ફલ ફુલ ઉપર નિર્વાહ કરવો તે સારૂં, એમ એ કવિનો લખવાનો હેતુ છે. આવી વૃત્તિના માણસોએ જ જગતને ઘણામાં ઘણો ઉપકાર કર્યો છે તેમ પોતાના નામ અમર કર્યા છે.

( ૪૭ )

નામદાર ગવર્નર સાહેબના પ્રમુખપણા નીચે ગયા મંગળવારે મળેલી મુંબઈના શ્રીમંત અને આગેવાન શહેરીઓની જાહેર સભાએ પશ્ચિમ હિંદનાં બાળકોના રક્ષણ માટે એક મંડળીની સ્થાપના કરી છે. આ મંડળીની આપણા શહેરમાં કેટલી જરૂર છે તે એ મંડળીના યોજકોએ બહાર પડેલા તેના હે-

તુઓ ઉપરથી આપણે જોઈ શક્યા છીએ. એ ઉપરાંત નામદાર ગવર્નરે જે કારણો રજુ કર્યાં છે તે અતિશય સંગીન છે એટલું જ નહિ પણ જે લોકો અત્યાર સુધી પોતાની ફરજ બજાવવામાં પછાત પડયા છે તેમને જાગૃત કરવાને કામ લાગે એવાં છે. આપણા મજુર વર્ગની સ્થિતિનો જે ચિતાર તે નામદારે રજુ કર્યો છે તે હૃદયભેદક છે, તોપણ તેવી સ્થિતિથી વાકેફ થવા માટે તેમના માલિકોએ ભાગ્યેજ તસ્દી લીધી છે એમ જણાવવામાં કશું ખોટું નથી.

*　　　*　　　*　　　*

તેણે એવી યુક્તિ રચી રાખી હતી કે પોતાની સાથે ચંદ્રપ્રભાનાં એકદમ લગ્ન કરવાને બદલે તેને પોતાનીજ જાતના પણ કોઇ બીજા માણસ સાથે ગુપ્ત રીતે પરણાવી દેવી અને તે પરણનાર નિર્ધન શોધવો કે દ્રવ્યની મોટી લાલચે પોતાની વૃત્તિને અનુસરીને પોતે કહે તેમ કરવા હા પાડે. પછીથી તે માણસને દેશપાર કરવો એટલે તેનો પત્તો લાગે નહિ, અને થોડા મહિનામાં વાત જરા વિસારે પડે એટલે તે તેની સ્રીને નિરાધાર મુકીને નાસી ગયો છે એવું કારણ બતાવી ચંદ્રપ્રભા પાસે તેની સામે છૂટાછેડાનો દાવો કરાવવો. પછી મહારાણા સાહેબને કાલાવાલા કરીને એવી નિરાધાર ગરીબ સ્રીના કલ્યાણને માટે જ તેની સાથે પોતાનાં લગ્ન કરવાની સંમતિ મેળવવી.

## ( ૪૮ )

અરે ભગવાન તું કીડીનો કુંજર, તથા તરણાનો મેરૂ કરી શકે છે. તારી ગતિનો પાર કોઇ પામતું નથી. આ પ્રમાણે બોલતો બોલતો એક માણસ રાજનગરના સરિયામ રસ્તાપર જતો હતો. તે બીચારો મહાસંકટમાં આવી પડયો હતો. જે રાજ્યમાં અમુક કોમ ઉપર દ્વેષ, જ્યાં ઇનસાફનો કાંટો પૈસાવડે ગમે તેણી ગમ નમે, ત્યાં માણસ નિર્દોષ છતાં પોતાના જાન-માલની મોટી ધાસ્તીમાં રહે એમાં કાંઇ આશ્ચર્ય નહતું. ધાસ્તીમાં તો શું પણ એના મનમાં નક્કી હતું કે જો આ પ્રસંગે ઘટતા ઉપાય કરવામાં આવશે નહીં, તો વધારે દહાડા જીવવાની આશાજ રાખવી નહીં. પણ પરમેશ્વરની મહેરબાનીથી એવા અન્યાયી જુલ્મી રાજ્યમાં શિક્ષાથી બચવાનો એક મોટો ઉપાય હોય છે અને જ્યાં સુધી તે ઉપાય કરવો આપણા અખ્તીઆરમાં હોય છે ત્યાં સુધી જીંદગી સલામત છે એમ કહી શકાય છે. એ ઉપાય પૈસો છે. “જર ચાહે સો કર;” એ કહેવત કેટલીક વાતોમાં ખરી પડે છે.

*　　　*　　　*　　　*

અગર જો આસમાન તુટી પડે, અગર ધરતી રસાતાળ જાય, અગર પાદશાહ પોતે અથવા તેથી પણ વધારે ખુદ પરમેશ્વર મારી પાસે આવી એ માગણી કરે તોપણ હું તેને ખુશીથી તો કદી આપું નહીં—હવે મને કંઇ માણસનો ડર રહ્યો નથી. મ્હેં મારૂં સર્વસ્વ ખોયું છે. હવે મારી પાસે જવાનું બાકી રહ્યું નથી, માટે ના, ના, એમ કદી થનાર નથી. જ્યાં લગી આ ઘટમાં પ્રાણ છે, જ્યાં સુધી આ શરીરમાં રૂધીર વહે છે, જ્યાં સુધી તલવાર પકડવાને આ હાથ સલામત છે ત્યાં સુધી એ વાત કદી બનવાની નથી.

( ૪૯ )

કોઇ એક લેખક કહે છે કે, “ જગતમાં જે કાંઇ સર્વોત્તમ છે તેની પ્રાપ્તિ માટે આપણે હંમેશાં આશા રાખવી, કારણ કે જગતમાં એવું કાંઇ નથી કે જેની પ્રાપ્તિ માટે આશા ન રખાય, તેમ એવું કાંઇ નથી કે જે આપણને આપવાને માટે દેવો પણ અશક્ત હોય.” આમ જોતાં માણસો અનેક દ્રવ્યોનો ભોગ ભોગવે છે છતાં તે સર્વે અલ્પ છે, અને જો આશા જેવું અનંત અમૃત ન હોત તો માણસનું જીવન ઘણું કંગાળ થઇ પડયા વિના ન રહેત. એ આશા માણસને કર્તવ્ય પરાયણ બનાવે છે, અને જ્યારે ઘણું જડ અને શોકાતુર બની ગયું હોય છે ત્યારે એ આશા મનને પોષે છે. એ એક જાતનું એવું સત્વ છે કે, જે જીવનને આનંદિત કરે છે, દુઃખને સહ્ય બનાવે છે અને શ્રમને ઉતારે છે. જગત્ વિજેતા મહાન્ સીઝરના સંબંધે એક એવી વાત ચાલે છે કે એક વેળાએ તેણે પોતાની સઘળી મિલ્કત સગાંઓ અને મિત્રોને વહેંચી નાંખી. ત્યારે તેને એક મિત્રે પૂછ્યું કે “ તું શેના પર જીવશે ? ” તેણે પ્રત્યુત્તર આપ્યો કે “ આશા.” આ કથનીનું રહસ્ય એ છે કે, વર્તમાન્ સુખ વૈભવો છે તેમને મહાન્ ગણવા કરતાં જે ભાવિ છે તેની કિંમ્મત વિશેષ છે. જુદી જુદી પ્રજાઓએ પણ વર્તમાન યુદ્ધમાં ભાગ લેતાં પોતાના અતિ વહાલા પ્રાણ અને રક્તની ભેટ આપી છે. તે શાને માટે ? ભવિષ્યની ઉત્તમ આશા માટે તેઓએ પોતાની આધુનિક શાંતિ, સુખ અને રક્ષણ મહાન ન ગણ્યાં. કારણ કે ઉત્તમ ભવિષ્યની આશા રાખે છે.

( ૫૦ )

પર્વતના એક મહાન્ શૈલને મથાળે પૂર્ણે રાત્રે ચન્દ્ર પરિપૂર્ણ પ્રકાશ નાંખી શકે અને દક્ષિણના અને પશ્ચિમના પવન આવી શકે એવે સ્થાને એક ખુલ્લો ચોક હતો. ત્રણે મઠ કરતાં એ સ્થાન ઉંચું હતું. ત્રણે મઠો ઉપર ત્યાંથી દૃષ્ટિ પડતી અને મઠોમાંથી આ સ્થાન દેખાતું. તેની વચ્ચોવચ એક મહાન્ કદમ્બ રોપેલો હતો અને ચારે પાસે છેટે છેટે ન્હાના પણ રમણીય સુવા-

વાસિત પુષ્પના રોપાઓ પોષીને ઉછેર્યા હતા. ચોકની ચારે પાસ મનુષ્ય જઇ શકે નહી એવાં ન્હાનાં પણ ઉંચાં શૈલાગ્ર હતાં અને પૃથ્વી ઉપર અપ્રસિદ્ધ પણ અનેકરંગી સુન્દર પક્ષિયો ત્યાં બેસતાં, માળા બાંધતાં, અને મધુર કોમળ ગાન કરી રહેતાં, સમુદ્રનો પટ ત્યાંથી શુદ્ધ દેખાતો અને એના તરંગની લેખાઓ અને તેમાંના ફીણના ચળકાટ કોઇ ગૌર યુવતીના ઉદરભાગની રોમાવલીઓ જેવા આટલા છેટેથી લાગતા હતા.

* * * *

કરોડો માણસો જગતમાં આવ્યાં અને ગયાં તેઓની નામનિશાણી કાંઇ રહેલી છે? તેઓ પૃથ્વી ઉપર થઇ ગયાં તેના ચિન્હો નજરે પડે છે? ઘણાંખરાં તો કાળની મોટી રેલમાં ઘસડાઇ ગયાં, અને તેઓ હતાં જ નહિ, તેમ લાગે છે; પણ થોકાંએક તો દરિયામાંના ખડકની પેઠે મજબૂત ઉભાં છે, અને તેઓ ઉપરથી કાળરૂપી રેલ જોરથી ચાલી ગઈ તોપણ તેઓના પાયા હજી રહેલા છે; અને અનંતકાળ પર્યંત તેઓ અચળ રહેશે. એ પાયા રહી ગયા તે શું? તેઓનાં નામ; તેઓની આબરૂ. સારૂં નામ એક અમૂલ્ય વસ્તુ છે; તેની કિમ્મત આખા જગતમાંના ઝવેરાત કરતાં પણ ઘણી જ વધારે છે, બીજી સઘળી દોલત નાશવંત છે, પણ સારૂં નામ અમર છે; બીજી દોલત તો ખુટી જાય છે, અને તે દોલતના મેળવનારનું નામ એક બે પેઢી પછી નાશ પામે છે; પણ સારૂં નામ ધ્રુવના તારાની પેઠે અચળ રહે છે.

(૫૧)

તે પાદશાહનો એવો તો મુછનો બાલ હતો, તથા તેના મન ઉપર તેણે એટલી સત્તા મેળવી હતી, કે તે ચાહે તે કરી શકતો હતો. તેણે મોટામાં મોટી પદવી મેળવી હતી, પણ તે છતાં તે સુખી નહોતો. રાજાની જે પ્રીતિ તેણે સંપાદન કીધી હતી તે કાયમ રાખવાને, પાદશાહના સ્વચ્છંદી તથા ચળ સ્વભાવને લીધે જે નિરંતર ચિંતા થયા કરતી હતી, તથા અમીર ઉમરાવોને આવા નીચ ગુલામ, આવા આજકાલના ચઢેલા શખ્સને પાદશાહ જેટલું માન આપવું પડતું હતું તેથી તેના ઉપર જે કંટાળો, ક્રોધ તથા અદેખાઈ આવતી હતી, અને તેને લીધે તેઓ તેની ઉંચી પદવી ઉપરથી તેને ઢોળી પાડવાને તથા તેનો અંત આણવાને પણ હજારો યુક્તિઓ કર્યા કરતા તેને અટકાવવાને, તેને હમેશાં ચોકસી રાખવી પડતી એથી જે તેના સુખમાં ઘટાડો થતો હતો તે એક કોરે મુકીએ તો પણ તેને અસુખ થવાને બીજાં બે મોટાં કારણો હતાં. એક તો એ કે તેના લોભની તથા અસંતોષની વૃત્તિ ઘણી પ્રબળ થઇ ગઈ હતી. આટલી બધી વાર સુધી તેનાં ધારેલાં કામો તથા રાખેલી આશા સફળ થયાં કીધાં તેથી ઇચ્છાનું જોર ઘટવાને બદલે ઉલટું વધ્યું.

તેનાં અંતઃકરણમાં લોભનો કીડો મોટો થયો, અને તેનું કલેજું કોતરી ખાવા લાગ્યો. તેને હવે પાદશાહ થવાનો લોભ થયો, અને તેની નજર હવે તે નિશાન ઉપર ગયાં કરતી હતી.

( ૫૨ )

હરેક પ્રતિમાને વિંટલાયલી કેટલીએક હકીકત હોય છે તે સુખદાયક અથવા દુઃખદાયક હોય તો પણ જ્યારે વિચારશક્તિ વડે તેઓમાંથી એક પ્રતિમા તે સંગ્રહસ્થાનમાંથી બહાર નીકળે છે એટલે તેની સાથેની હકીકત પણ તેની સાથે એકદમ બધી ધસી આવે છે. જ્યારે પરદેશમાં સ્વદેશ યાદ આવે છે ત્યારે તેની સાથે આપણાં માબાપ, સગાંવહાલાં, ઓળખીતા લોકો, મિત્રો, આપણો નાનપણનો વખત, તેની ખુશી, જુવાનીનો વખત, તેમાં ભોગવેલાં સુખ, એ વગેરે હજારો વાતો તેની સાથે ધસી આવે છે અને તેમાંથી કેટલીએકથી આપણને સુખ અને કેટલીએકથી દુઃખ ઉત્પન્ન થાય છે. તેમ જ જે માણસે જ્યાં ખુન કીધેલું હોય ત્યાં તે રહે તો તે જગા ઉપરથી જ ખુન વિષેના ભયંકર વિચારો તેના મનમાં નિરંતર આવ્યાં જ કરે, અને તેથી તેને જરા પણ સુખ શાંતા વળે નહિ. એથી ઉલટું તે જો તે જગા છોડીને બીજે ઠેકાણે જાય તો ત્યાંની નવી વસ્તુઓની પ્રતિમા તથા તેઓની સાથેની નવી હકીકતો સ્મરણસ્થાનમાં ભરાય, અને તેમ થતાં નીચે દબાયલી પ્રતિમાઓને ઉપર આવવાનું કઠણ પડે, તેથી તેઓ કોઈ કોઇ વાર જ નીકળી આવી તેને ઉપદ્રવ કરે એવી રીતે નવી પ્રતિમાઓનો સંગ્રહ વધારે વધારે થવાથી જુની ઉપર ભાર વધારે થાય, અને તેઓ વધારે દબાતી જાય, અને તેનું પરિણામ એ થાય કે મનને વધારે સુખ તથા શાંતિ થતી જાય એવો જગા બદલવાનો મહાત્મ છે.

( ૫૩ )

સૃષ્ટિમાંનાં ઘણાં રમણિક સ્થળો જ્યાં અપ્સરાઓ પણ રમવા આવે, તથા સ્વર્ગવાસીઓને પણ વાસો કરવો ગમે, તેવા એક રળિયામણા સ્થળમાં એક કિલ્લો બાંધેલો હતો, અને તેની નીચે એક સુંદર નાનું શેહેર વસેલું હતું. એ શેહેરનું નામ બાગલાણ હતું. ચોતરફ ઉંચા ઉંચા પહાડો હતા. તેઓની ઉપર પુષ્કળ ઝાડી હતી, અને સાગ, આંબા, વગેરે ઝાડો નાટકશાળાની એઠકની પેઠે એક ઉપર એક ઉગેલાં હતાં. જ્યાં નાનાં મોટાં પક્ષીઓ ઘણા મધુર નાદથી તે સ્થળને ગજાવી મુકતાં અને તેઓનાં સુંદર રંગબેરંગી પીંછાંનો ઝળકાટ તડકામાં પડતો જોઇને ઇશ્વરની લીલાથી મન વિસ્મિત થયા વિના રહેતું જ નહિ. ઠેકાણે ઠેકાણે નાની નદીઓ ઉંચી જગાએથી ઉતરતી, પથ-

રાઓ ઉપર અથડાતી, નાના છોડવા તથા ફુલોને ચુંદતી, તથા પહાડોના ઘસારાથી પડેલા કાંકરાઓમાં રમતી આગળ અને આગળ નિરંકુશ વહેતી, ત્યારે તેમની સ્થિતિ જોઇને આપણુને આપણી બાલ્યાવસ્થા યાદ આવ્યા વિના રહેતી નહિ. ઝાડો ઉપર આકાશમાંથી વૃષ્ટિરૂપ અમૃત પડતું તેથી તેઓ સજીવન થઈ પાછાં પ્રફુલ્લિત થઇ શોભાયમાન દેખાતાં અને સઘળે ઠંડક પ-થરાઇ શિતળ વાયુમાં અગણિત ફુલોની સુગંધ ઘસડાઇ આવતી. 'ડુંગર દૂરથી રળિયામણા' એ જે કહેવત છે તે તે વખતે ખોટી પડતી અને તેઓ આ-ઘેના કરતાં પાસેથી વધારે રળિયામણા દેખાતા હતા.

( ૫૪ )

જ્યારે તમારા નેત્રમાંથી અશ્રુ વહે અને અંતઃકરણ વેદના પામે ત્યારે સમસ્ત જગતનું દુઃખ યાદ કરજો. જ્યારે તમારા પર દુઃખ આવી પડે ત્યારે એવું દુઃખ સૌને હોય છે એટલું યાદ રાખજો. દુઃખથી કોઇ મુક્ત નથી. મનુષ્ય જીવનમાં એજ એક વસ્તુ છે જે ધર્મની અગત્યતા સાબીત કરે છે. તમે એકલાજ અને તે પણ વગર વાંકે એ દુઃખ ભોગવોછો એમ કદી મા-નશો નહીં, પણ જગતમાં પ્રસરી રહેલા સઘળા ક્લેશ સંતાપનો તે માત્ર અંશ છે. સર્વને એનો સામાન્ય અનુભવ મળે છે. આવી સમજ થતાં તે આવી પડેલા દુઃખથી તમે ધીમે ધીમે ધર્મના ગહન રહસ્ય અને દયાનું વિ-શાળ સ્વરૂપ સમજશો, અને સર્વ મનુષ્ય તથા પ્રાણી માત્ર તરફ રેહમ દીલથી જોશો. એથી તમે વધુ સ્નેહાળ થશો અને પૂર શાંતિ અનુભવશો.

* * * *

જેમ પ્રકાશ થયે અંધારૂં જતું રહે છે, તોફાન પછી શાંતિ આવે છે, તે પ્રમાણે દુઃખ કેડે સુખ અને ઉદ્વેગ પાછળ સ્વસ્થતા, શાંતિ આવે છે. દુઃખના અનુભવથી મળતી ગાઢ વિવેકબુદ્ધિ, સંકટ આવી પડતાં પેહેલાં મનમાં જે ખોટો ખળભળાટ થાય છે તે દૂર કરી તેને બદલે શાંત અને ચિરકાળ ટકે એવો આનંદ આપે છે.

* * * *

સત્ય જેનો ભંડાર છે, વિવેક અનુસરતું જેનું જીવન છે, તે પુરૂષ અખંડ આનંદ ભોગવશે. અવિદ્યારૂપી વિસ્તીર્ણ સાગર પસાર કરેથી તે શાં-તિરૂપી કિનારે—જ્યાં શોક સંતાપનું નામ નથી. ત્યાં ઉતરશે.

( ૫૫ )

બર્કનું મન અગાઉ ઘણું દૃઢ હતું અને તેનાપર ભૂલ ભરેલા વિચારો કે મનોવિકારો અસર કરી શકતા નહોતા; પણ હવે તે આ બનાવો જેથી

હજારો માણસોનાં મગજ ખસી ગયા, તે જોઇને ઠેકાણે રહ્યું નહિ. વળી આજ સમયે તેનાપર કુટુંબની એક મોટી આફત આવવાથી તેના સુસ્થિર મનને પણ ચલિત થઈ જવામાં મદદ મળી એમ જે કોઈ તેના છેવટના ગ્રંથોના વિચારો તથા તે પ્રસિદ્ધ થવાનાં વર્ષોનો મુકાબલો કરશે તેને માલમ પડ્યા વિના રહેશે નહિ. તેનો એકનો એક પુત્ર, જે તેની આંખની કીકી અને હૃદયનો હાર હતો, તે પુત્ર મરણ પામ્યો. તે એવો પ્રેમી અને દયાળુ હતો કે તેના સુસ્થિર મનપર પણ આ બનાવની ઉંડી અસર થયા વિના રહી નહિ. એ એકના એક પુત્રના મરણ માટે તેના ગ્રંથમાં હૃદય ભેદક અને મર્મ વેધક વાક્યો માલમ પડે છે. પોતે અપાર શોકમાં હોવાથી જગતને અરણ્ય સમાન ગણે છે, એમ તે ગ્રન્થ ઉપરથી સાફ જણાય છે.

( ૫૬ )

કોલમ્બસને પક્કું માલુમ પડ્યું કે હું હવે મોટા સંકટમાં આવી પડ્યો છું. ખલાસીઓએ પોતાના અજ્ઞાને તથા ભયે કરીને કોલમ્બસના ઉપરની પ્રીતિ ઉતારી નાંખી, એ જોઇને તેને મોટું દુઃખ પ્રાપ્ત થયું, અને તે લોકો મોટું તોફાન કરવાની તૈયારીમાં છે એવું તેને માલુમ પડયા છતાં મોટી સમયસૂચકતા રાખીને તેમનાં કાવત્રાંની વાત પોતે કાંઇ જાણતો નથી એવો તે લોકોની આગળ દીસવા લાગ્યો. તેના મનમાં ભય તથા ચિંતા પેદા થયાં ખરાં, પણ તે ન જણાવીને એટલો દૂર આવ્યાથી પોતે ખુશ થતો હોય તથા આગળ પોતાનું કામ પાર પડશે એવો મનમાં પક્કો ભરૂંસો હોય તેવો તે આનંદી દેખાવા લાગ્યો. પોતાના માણસોનું મન રંજન કરવા માટે કોઈ વખત તે નાના પ્રકારની યુક્તિઓ કરે. તમને ઘણું દ્રવ્ય અને મોટી કીર્તિ મળશે એવું કહીને તેમને લોભમાં નાખવાનો કોઇ કોઇ વેળા તે યત્ન કરે. વળી કોઇ સમયે તેમને ધણીપણાની રીતે તે એવી ધમકી આપે કે આ જે ઉત્કૃષ્ટ કામથી ઇશ્વરનો મહિમા અને સ્પાનિઅર્ડ લોકોની કીર્તિ બીજા સર્વે લોકોના કરતા વધશે તે કરવામાં જો તમે તમારા બીકણપણાથી અટકાવ કરશો તો સરકારમાં જાહેર કરીને હું તમને મોટી શિક્ષા કરાવીશ. જે પુરૂષનું તેઓ હમેશાં માન રાખતા હતા તેના વચનને વજનદાર ગણીને તોફાની ખારવાઓ પણ તેને વશ થયા, અને તેઓ પોતાનું ધારેલું ક્રુર કર્મ કરવાથી અટક્યા એટલુંજ નહીં, પણ કોલમ્બસની સાથે થોડુંએક આગળ જવાને કબુલ થયા.

( ૫૭ )

હવે દિવસે દિવસે લોકોના સમજવામાં આવતું જાય છે કે સરકાર સત્તા કાંઈ પ્રત્યક્ષ ફળદાયક નથી; માત્ર પરોક્ષ રીતે ગુણકારક છે. તે બહુધા

રક્ષણકર્તા છે. તે આપણી જીંદગી, આપણી સ્વતંત્રતા, અને આપણી મિલ્કત જાળવે છે. જો સરકારના કાયદા ડાહ્યાઇથી ચલાવવામાં આવે તો આપણે જાત મજુરીથી કે બુદ્ધિબળથી જે પેદા કરીએ, તેમાં ફળ નિરાંતથી, હેઠે જીવે, થોડે ખરચે, આપણાથી ભોગવાય. માત્ર એટલું જ કામ કાયદાથી થઈ શકે છે. પણ આળસુ માણસને ઉદ્યોગી કરવાને કોઇ કાયદો કામ આવતો નથી; તેમ જ કોઇ આદમી ઉડાઉ હોય તેને ડાહ્યો અથવા લાંબી નજરવાળો કરીને તેનું ઉડાઉપણું અટકાવવાને કાયદામાં કામણ નથી. તેમ જ વ્યસની માણસનું વ્યસન છોડવવાને સરકારી સત્તા અશક્ત છે. એવા સુધારા તો જ્યારે માણસ પંડે જ પોતાના મન ઉપર લે ત્યારે થઇ શકે. સરકાર પાસે મોટા મોટા હક મેળવવાથી એ સુધારા નીપજતા નથી. દરેક માણસ જો કુટેવ છોડે, અને સુટેવ પકડે, પોતાનું મન વશ રાખતાં શીખે, નીતિથી અને કરકસરથી ચાલે, અને જાતે મહેનત કરીને એ સુધારા કરવા ધારે તો તે થાય જ થાય.

## ( ૫૮ )

પ્રો. ટીટશકે એવો તો સિદ્ધાન્ત ચલાવ્યો છે કે યુદ્ધ એ જીવનશાસ્ત્રના નિયમને અનુસરતી આવશ્યકતા છે. તેજ પ્રમાણે જર્મન ફીલસુફીનો બીજો સિદ્ધાન્ત છે કે બળ અગર વૈજ્ઞાનિક સામર્થ્ય એજ રાજસત્તાનું ખરૂં લક્ષણ છે. વૉન બર્ન હાર્ડી પણ એટલો આગળ ગયો છે કે યુદ્ધને સદંતર બંધ પાડવાના જે પ્રયત્નો ચાલે છે તે તેના મત પ્રમાણે મુર્ખાઇ ભરેલા છે, એટલુંજ નહિ, પણ અનિતીકારક અને મનુષ્ય જાતિને લાંછન લગાડે તેવા છે એમ ગણવું જોઇએ. આ મતની વિરૂદ્ધ ઈંગ્લાંડમાંના મોટા મોટા વિચારવંત પુરૂષો આપણને એવું કહે છે કે જર્મન રાષ્ટ્રમાં કેવળ શક્તિને, શારીરિક કે વૈજ્ઞાનિક બળને જે વધારે પડતું મહત્ત્વ આપવામાં આવે છે તેને લીધે જર્મનીના બીજા બધા ઉત્તમ સુધારાને કલંક લાગે છે. એક પ્રખ્યાત વિચાવંત પુરૂષે ચોક્કસપણે પુરવાર કર્યું છે કે જર્મનીમાં આવા પ્રકારની વિચાર પદ્ધતિને પરિણામે બધી જર્મન સંસ્કૃતિ સડી જવા પામી છે અને તેને લીધે લશ્કરી સત્તાનો સતારો જમાવવાની જે ઘેલછા જર્મનીમાં ફેલાઇ છે તે તદન નષ્ટ થવી જોઇએ. જર્મનીમાં વિજ્ઞાનની અને કળાની ચઢતી બેહદ થઇ છે. તે સંબંધે બીલકુલ મતભેદ નથી; પણ જે વિજ્ઞાનનો અને કળાનો ઉપયોગ માણસ જાતિનું સુખ વધારવા માટે થવો જોઇએ, તેજ વિજ્ઞાનનો અને કળાનો ઉપયોગ તે જાતિનો વિનાશ કરવામાં જર્મની કરે છે એ જોઈ કોઈ પણ વિચારશીલ પુરૂષને ખેદયુક્ત આશ્ચર્ય લાગ્યા વગર રહેશે નહિ.

( ૫૯ )

અરે રામ! આ શું થયું? અરે દુષ્ટ દૈવ! આ તારો શો કોપ: અરે ભગવાન! મેં શું કીધું કે મારા પર આટલી ઉપરાઉપરી આફત આવી પડી? રાજાએ તે દહાડે મને ગામ જવાનો હુકમ કીધો તેની મતલબ હવે મને સમઝાઇ. તે દુષ્ટ ચંડાળનો મારૂં ઘરજ ઊખેડી નાખવાનો વિચાર હતો. એવો કૃતઘ્ની રાજા પૃથ્વી પર કોઇ થયોજ નથી અને થશે પણ નહિ. 'ગરજ સરી એટલે વૈદ્ય વેરી' એ કહેવત પ્રમાણે થોડા વખતમાં મેં કીધેલો ઉપકાર તે ભૂલી ગયો. હુંજ મૂર્ખ કે એવાં સાપનાં બચ્ચાંને મેં દૂધ પાઇને ઊછેર્યું કે મોટું થયા પછી તેણે મનેજ ડંખ માર્યો. પણ એવી કૃતઘ્નતા પરમેશ્વર સાંખવાનો નથી. હું ગામ જાત નહિ તો આ આફત કદાચ આવી પડત નહિ. પણ દૈવની સામે કોણ ડાહ્યો છે? લખી વાત સો ભવે પણ મટતી નથી. સ્ત્રીને રાજા લઇ ગયો ને મારો નાનો ભાઇ મરી ગયો. તેણે તો સાત પેહેડી મારી તારી. પણ મારે માથે તો તે આપે અકાળ મોતે મુઓ તેથી તો સીમા વળી. માણુસની મોટાઇ કેવી અનિશ્ચિત છે!

* * * *

માધવે આ સઘળી વાત ઘણું મન દઇને સાંભળી. જો બને તો તે પ્રમાણે કરી લોકોની પ્રીતિ સંપાદન કરવી એ તેની મુખ્ય મતલબ હતી. માધવનું પ્રધાનપણું કાંઈ તેના બાપદાદાથી ઉતરેલું ન હતું. તે કોઇ ગરીબ માણુસનો છોકરો વડનગર શહેરમાં જન્મ્યો હતો. અને તેની ઉમર સોળ વર્ષની થઇ ત્યારે તે ધંધો શોધવાને પાટણમાં આવ્યો હતો. પહેલાં તો લશ્કરના સિપાઇઓના પગાર વહેંચવા ઉપર કારકુન રહ્યો. ત્યાં ચાલાકી, હોંશિયારી, તથા ઇમાનદારી બતાવી તે ઉપરથી તેને કોઠારીની જગા મળી. ધીમે ધીમે તે સારંગદેવ રાજાનો માનીતો થઇ પડયો; સારંગદેવ મરી ગયો ત્યારે તેના છોકરાઓ વચ્ચે ગાદીને માટે તકરાર પડી, તેમાં માધવની હોંશિયારી, તથા કાવત્રાંથી કરણનો રાજ્યાભિષેક થયો. તે દિવસથી માધવના ભાગ્યનો ઉદય થયો.

( ૬૦ )

વિદ્યાના કામમાં સંપ રાખવો ઘણો જરૂરનો છે. જે વિદ્વાન થયો તેણે ફુલાઈ ન જવું, તથા પોતાથી ઉતરતા પંડિતોને તુચ્છ ન ગણવા. પંડિતોની લડાઇથી પણ કુસંપે ઘર ઘાલ્યાં છે. વાદવિવાદથી પંડિતોમાં ઇર્ષા વધીને વિદ્યામાં વધારો થાય છે. પણ તે વાદવિવાદથી ક્રોધ અને દ્વેષના ઘરમાં ઉતરવું નહિ. જે વિદ્વાનો સંપ થકી કામો કરે છે તેમના પરાક્રમ અલૌકિક છે

ઈંગ્લાંડ દેશની આટલી ચઢતી છે તેના કારણોમાંનું મોટું કારણ આ છે કે ત્યાં વિદ્વાનોની હજારો મંડળી છે, જેમાં તેઓ પોતપોતાના વિચાર જણાવે છે અને એક સંપ થઇને નવાં કારખાનાં કાઢે છે, જે કારખાના થકી પોતાને અને પોતાના દેશને લાભ થાય છે. જુઓ, ઈંગ્લાંડ દેશના વિદ્વાનોની રીત અને અહીંના વિદ્વાનોની રીત. અહીંના વિદ્વાનોની રીત આવી છે કે મોટાઇમાં બીજાઓથી જુદું પડવું. અને પોતાના મનની નવી શાળા કહાડવી. પણ એમ થયાથી દેશના લાભમાં થોડા ગ્રંથ બને છે. પણ સામસામાની ખોદણીના ગ્રંથ ઘણા લખાય છે. એક વિદ્વાને બીજાનું સત્યાનાશ ન ઇચ્છવું, પણ તેને આશીર્વાદ દેવો. એકને આબરૂ મળેલી જોઇ બીજાએ ખીજવાઈ ન જવું, પણ પોતાને આબરૂ મળે તેમ કરવાનો ઇર્ષાથી ( અદેખાઇથી નહિ ) પરિશ્રમ કરવો.

## ( ૬૧ )

ઇંગ્લંડની અંદર પ્રજાસત્તાક રાજ્યના વખતમાં પિમ્ નામનો વક્તા થઇ ગયો. તેણે એક પ્રસંગે કહ્યું હતું કે " સત્યની ખાતર હું આત્મભોગ આપીશ, પણ જાતને વાસ્તે સત્યનો નાશ થવા નહી દઉં; " માણસે સત્યની ખાતર સગવડ તજી દેવી જોઇયે, પણ સગવડની ખાતર સત્યને મુકી દેવું યોગ્ય ન ગણાય. પ્રમાણિકપણે અનુકૂળ પ્રતિકૂળ બાબતોનો પૂર્ણ વિચાર કર્યા બાદ અમુક મત સારૂં છે એમ મનમાં ચોક્કસ ઠરાવ્યા પછી એ મત પ્રવૃત્ત કરવું, એજ વિદ્વાનોની ફરજ છે. લોકસ્થિતીમાં એવા ઘણા પ્રસંગો આવે છે કે જે વખતે જનસમૂહની વિરૂદ્ધ બોલવું જ જોઇયે. એવા યોગ્ય પ્રસંગ ઉપર જે માણસ એમ વર્તતો નથી, એને દેશાભિમાની તો નહીં જ, પણ દેશનો શત્રુ લેખીયે તોપણ ચાલશે. દેશની અંદર જે દુષ્ટ આચાર અને ખરાબ રીતભાતો હોય છે, તેમનો નાશ ધૈર્ય વિના થતો નથી. પ્રમાણિક માણસને ઠગાઇ પસંદ નથી પડતી; સાચા માણસને લુચ્ચાઇ પસંદ પડતી નથી; અને સદાચારી માણસને દુર્વર્તન પસંદ પડતું નથી; પરંતુ આ દુર્ગુણોનો પરાજય કરવાને માટે એમના શરીરમાં હિમ્મત જોઇયે. પ્રમાણિક, સાચા, ન્યાયી, સદાચારી માણસો જ દેશની મહાન્ શક્તિ છે. પરોપકાર બુદ્ધિ અને હિંમતને લઇને, લોકસ્થિતિ સારી કરવામાં આવા માણસો આધારભૂત થઇ પડે છે. આવા માણસો દુનિયામાં થઈ ગયા, એને લીધે જ સદ્વર્તનની પ્રવૃત્તિ થઇ છે. આવા માણસો ન હોય, તો દુર્ગુણોનું સામ્રાજ્ય પ્રસરે. આજ સુધીમાં દુનિયાના જે હિતકર્તા થઇ ગયા, એમને લોકોએ શરૂઆતમાં તો ધિક્કાર્યા હતા, પણ આજે જ એમનું નામ માત્ર સાંભળતાં જ સર્વે લોકો પૂજ્ય ભાવથી માથું નમાવે છે.

( ૬૨ )

"વૃદ્ધોની વૃદ્ધાવસ્થાનો આધાર તેમનાં યુવવસ્થ પુત્ર વધૂઓમાં છે, બાળકોનો આધાર તેમનાં યુવવસ્થ માતાપિતામાં છે; રાજ્યનો આધાર પણ યુવક પ્રજાનાં સામર્થ્ય અને સન્મતિમાં છે. અને ચારે આશ્રમનો આધાર જેવો ગૃહસ્થાશ્રમ ઉપર છે, તેમ સર્વ અવસ્થાઓનો આધાર યુવાવસ્થા ઉપર છે. તેજ ન્યાયે અને તેથી અધિક ન્યાયે એ સર્વ અવસ્થાઓનું તે સર્વ પ્રજાનું કલ્યાણ દેશના વિદ્વાનો ઉપર છે ને વિદ્વાનોનો આધાર તેમની યુવાવસ્થાના સાફલ્ય ઉપર છે. જો આપણે તેટલા સાફલ્યનાં બીજ રોપી શકીશું, તો સર્વ વૃક્ષો જાતે સમૃદ્ધ અને બળવાન થશે. અંગ્રેજ લોકે ઘણી સૂક્ષ્મ બુદ્ધિ, ઘણી દીર્ઘ દષ્ટિથી અને અનેક નીતિ ધર્મના વિચારના દોહનને અંતે આપણા વિદ્વાનોની જે વાડી આ દેશમાં ઉભી કરી છે તેના માળીનું કામ આપણે કરીશું. આપણે આપણાં સૂક્ષ્મ જીવનની લોકયાત્રા આ વિદ્વાનોનાં મંદિરોમાં ને ઝુંપડાઓમાં કરીશું. એ લોકનાં ગુપ્ત અને પ્રકટ સ્થાનોમાં અને હૃદયોમાં આપણે આપણી બેની પરિવ્રજ્યા કરીશું. અને એ ક્ષેત્રોમાંના અંતરાત્માની સ્થૂલ સૂક્ષ્મ ગતિને જોઇ લઇશું. આપણા પુરુષ વિદ્વાનોમાં હું ફરીશ, ને તેમની સ્ત્રીઓમાં તું ફરજે. તેમની સ્ત્રીઓના આધિ, વ્યાધિ અને ઉપાધિ તું જોઇ લેજે, ને તેમના સ્વામીઓના આધિ, વ્યાધિ, ઉપાધિ હું જોઈ લઇશ. આપણે તે બે વર્ગનું તેમના કલ્યાણ માટે ને દેશના ઉદ્ધાર માટે સંયુક્ત સખીકૃત્ય કરીશું."

( ૬૩ )

શરીર અને મનની શક્તિઓ વિકાસ પામે અને ખીલે અને તે દ્વારા મનુષ્યજીવન સુખી અને ઉન્નત થઈ શકે એવી રીતે જે પ્રકારનું શિક્ષણ આપવામાં આવે, તેનું નામ કેળવણી છે. કેળવણીનો હેતુ મનુષ્ય બંધારણમાં રહેલી અવિકસિત શક્તિઓ વિકાસ થઇ, તે વૃદ્ધિ પામે તે છે, તે ખીલે અને દીપી નીકળે તેમાંજ એની સાર્થકતા રહેલી છે. બળથી મગજમાં ઉતારી શકાય એવી તે કોઇ વસ્તુ વિશેષ નથી. કેળવણીનો અર્થ એટલોજ કે મનુષ્ય બંધારણમાં જે શક્તિઓ અવિકસિત અને અપરિપક્વ રહેલી છે, તેનો વિકાસ અને બુદ્ધિ થાય એવા ઉપાયો યોજવા. ગમે તેટલી માહિતી પૂરી પાડો અને જ્ઞાન આપો પણ જ્યાંસુધી બુદ્ધિનો વિકાસ થયો નથી અને માનસિક શક્તિઓ ખીલી નથી ત્યાંસુધી તે બધું જ્ઞાન ઉપરચોટિયું અને મગજને ભારરૂપ છે. માટે મનુષ્ય બંધારણમાં રહેલી શક્તિઓને તેમનો વિકાસ અને વૃદ્ધિ થાય, એવી રીતે કેળવવી, તેનું નામજ ખરી કેળવણી છે. ખાસ

ધ્યાનમાં લેવાની વસ્તુ એ છે કે કેળવણી એ સાધ્ય વસ્તુ નથી પણ સાધન છે. સાધ્ય વસ્તુ માનસિક શક્તિઓનો વિકાસ અને વૃદ્ધિ એ છે; તેનું સાધન કેળવણી છે.

( ૬૪ )

જેમ શરીર સારૂ ઉચ્ચ સ્થાન પર્વતો છે, તેમ અન્તઃકરણને સારૂ ઉચ્ચ સ્થાન, સદ્‌વિચાર, સદાચાર, આદિ છે. જે જનો શ્રમે કરીને સદ્‌વિચાર, સદાચારના ઉન્નત અને ઉત્તમ પર્વત ઉપર સદા વાસ કરે છે, તે જનો અન્ય કરતાં સુખનો પ્રકાશ અધિક અને દુઃખની ઉષ્ણતા ન્યૂન અનુભવે છે. એ સ્થાપિત અને અનુભવ સિદ્ધ સિદ્ધાન્તને સુખેચ્છુકોએ સદા સ્મરણમાં રાખીને તે પ્રમાણે વર્તવા નિયમ લેવો જોઇએ. સુખ સમ્પાદન કરવાના બીજા માર્ગો વંચક છે, ને અન્તે દુઃખ સમુદ્રમાં દોરી જાય છે. સદાચાર વિચારજ સુખ સમુદ્રનો સંગમ કરાવે છે. સન્માર્ગે પ્રવૃત્તિ રાખી ઉન્નતેચ્છા કિંવા મહાશય રાખનારને પુરુષાર્થ સિદ્ધ કરી કૃતાર્થ થવાનો સમય સમીપ આવે છે. અ-સ્તોદયના ઉગ્ર પવનથી નિરાશ થવું નહિ પણ જગતની ઉન્નાત અને તજ્જન્ય સુખ શાન્તિ માટે પ્રયાસ કરવો.

*　　　*　　　*　　　*

એક રાજાને સર્વ પ્રકારનું સુખ સાનુકૂલ હતું. રાજા પ્રજાની પરસ્પર મહતી પ્રીતિ હતી. ને રાજા સર્વ પ્રકારની સંપત્તિના સમુદ્રની લહરીમાં સુખે લોટતા હતા. સંપત્તિની ચંચલતા અને કપટ કેવું છે તે તેઓ યથાર્થ સમજતા હતા. તેનો કેટલો વિશ્વાસ કરવો તે પણ જાણતા. સંપત્તિની અનુસારિણી વિપત્તિ ને અનિવાર્યા છે એમ સાંભળ્યાથી તેને ભેટવા સજ્જ રહેતા. તેઓ સરલ અને ધોરી માર્ગે ચાલતા, છતાં દુઃખ ભયંકર આકારમાં તેમના ઉપર આવી પડયું હતું.

( ૬૫ )

એમ મધ્યસ્થ માર્ગે રહી વિચાર કરીએ તો ચમત્કાર એ શું છે તેનું કાંઇક તત્વ આપણે જાણી શકીએ. એક વાત સારી પેઠે લક્ષમાં રાખવાની છે કે આ વિશ્વમાં જે નિયમોથી વિશ્વની રચના ચાલે છે, તે નિયમો અનાદિ કાલના સ્થાપિત થયેલા છે, ને તેમાં જે પરિવર્ત થતો સમજાય તે પણ કોઇક તેવાજ સ્થાપિત નિયમ વિના થતો નથી. જ્યારે આવું છે ત્યારે વિ-શ્વના નિયમોની વિરૂદ્ધ કાંઇ બની આવે એ કેટલું અશક્ય અને વિચારી પણ ન શકાય તેવું છે? સાધારણ લોક એમજ જાણે છે કે ચમત્કાર છે તે વિ-શ્વનિયમની વિરૂદ્ધ જે કાંઇ થાય તેવો ઇશ્વરે કરેલો બનાવ છે, પણ ઇશ્વર

પોતે પણ સ્થાપિત નિયમોથી કદાપી વિરૂદ્ધ જતો નથી, તો નિયમ વિરૂદ્ધ બનાવજ હોય નહિ.

( ૬૬ )

જેના મનમાં પાપ તેને કદી સુખ થતું નથી. દુનિયામાં જે જે બનાવો બને છે તેથી તેને નુકસાન પોહોંચશે એવી તેને હમેશાં ધાસ્તી રહે છે. એક કાંકરો પડે છે તો તે જાણે છે કે એક પહાડ તેના ઉપર પડયો. તેને રાત્રે જરા પણ નિદ્રા આવતી નથી. એક ઘડી પણ ચેહેન પડતું નથી. ખરેખરી અને કલ્પિત દેહેશતોથી પીડાયાં કરે છે. માઠા કામ કીધેલાં તેનો પસ્તાવો નહીં છંટાય તેવો અગ્નિ થઇ તેનું આખું શરીર બાળી નાંખે છે, અને તેની પાસે ગમે તેટલું દ્રવ્ય, કુટુંબ કબીલો, નોકર ચાકર, તથા દુનિયાનું સઘળું બાહારનું સુખ હોય છે તોપણ પાપનો કીડો તેનું કલેજું કોતરી ખાય છે અને તે નરકમાં જવાની ખાતરી રાખી પોતાનો પ્રાણ મુકે છે.

*   *   *   *

નવલરામના મંથન-કાળને ઠેકાણે શાંતિ-કાળ થયો તેનાં કારણ એમણે આપ્યાં છે તે આપણે જોયાં. પણ એ સંક્રાંતિનો અર્થ એવો નથી કે ઉદ્યોગ અને ચંચળતા એમના મગજને ખાલી કરી ગયાં અને પાછળ શૂન્ય આળસ અને જડતાને મૂકી ગયાં. એ મગજ તો સુરતમાં મંથન-કાળમાં જેટલું કામ કરતું હતું તેટલું જ અમદાવાદમાં કરતું હતું-એટલું જ સવેગ અને સતેજ હતું. ફેર માત્ર એટલો જ થયો કે ઉછાળાને ઠેકાણે ઠરેલપણું દેખાવા લાગ્યું અને નોટ બુકોમાં અનેક જન્મના તરંગોના અધુરા ગર્ભપાતને ઠેકાણે શાળાપત્રની કુખથી અનેક સંપૂર્ણ અવયવવાળા જીવતા બાળકો જન્મવા લાગ્યાં.

( ૬૬ )

તેને માલુમ પડ્યું કે તેના મોટા સરદારો સ્થિતિ બદલાતાં ભોગ વિલાસમાં અત્યંત લપટાઇ ગયા. તેમના ખાનપાન વગેરેના શોખ અને ખર્ચની સીમા ન રહી. એક જણે પોતાના જોડામાં રૂપાના ખીલા જડાવ્યા; બીજાએ કુસ્તીના અખાડા માટે ઇજીપ્તનીજ માટી વાપરવા માંડી અને વખતોવખત તે લાવવા કેટલાંક ઉંટોની નીમણુંક કરી; ત્રીજાએ શિકાર માટે બાર તેર માઇલ જમીન ઘેરી લેવાય એવી જાળો કરાવી. ઘણાએ મર્દન માટે તેલને બદલે અત્તરો વાપરવા માંડયાં, અને સ્નાન કરાવનારા, બીછાના કરાવનારા વગેરે નોકરો સંખ્યાબંધ વધારી દીધા. એલેકઝાંડર આ અધઃપાતને એક ફીલસુફની માફક વખોડવા લાગ્યો. તે તેમને કહેતો કે " આ યશસ્વી પરાક્રમો

તમે કર્યાં છે અને તમને જાત અનુભવ છે કે મહેનત અને કસરતથી જેવી મીઠી ઉંઘ આવે છે તેવી આળસ અને જનાનીવેડાથી આવતીજ નથી, છતાં તમે આવી કટેવો ગ્રહણ કરો છો એ ઘણું વિચિત્ર છે. વળી ઇરાની રહેણી અને મેકીડોનીયન રહેણી એ બન્નેની તમને પુરી માહિતી છે; છતાં તમે એ એના મુકાબલાથી એટલું જોઇ શકતા નથી કે ભોગવિલાસની ગુલામગિરી જેવી ગુલામગિરી નથી અને મરદાની પરિશ્રમના શોખની સાહેબી જેવી સાહેબી નથી. તમારો ધંધો સિપાહગિરીનો છે. પણ જે માણસ હાથે ન્હાવા ધોવામાં હીણું સમજે છે તે પોતાના ઘોડાની શી ચાકરી કરશે અને પોતાના હથિયાર બખ્તર કેવી રીતે સજ્જ રાખશે? તમને શું એટલું પણ સમજાવવાની જરૂર છે કે વિજયની સફલતા હારેલાઓની નકલ કરવામાં નહીં પણ ગુણ અને નીતિ અને પૌરુષમાં તેમના કરતાં ઉચ્ચતર જીવન સાધવામાંજ છે?" પોતાની રહેણીથી પણ તેઓને દાખલો આપવા તે મથ્યો. આ સમયે તે લડાયક કસરતો અને શિકારમાં ઘણો વખત ગાળવા લાગ્યો, અને જોખમ તથા સંકટ ખેડવામાં હંમેશ કરતાં પણ વધારે બેદરકાર બન્યો. એક વખતે એક સ્પાર્ટન એલચીની હાજરીમાં તેણે એક વિકરાળ સિંહનો શિકાર કર્યો, તેમાં એટલું સાહસ બતાવ્યું કે તે એલચી બોલ્યો, "એલેક્ઝાંડર! આ મૃગરાજની સાથે તમે રાજપદની હરીફાઈ બહુ અચ્છી રીતે કરી છે."

(૬૮)

આપણામાં કહેવત છે કે 'ઉત્તમ કૃષિ, મધ્યમ વ્યાપાર અને કનિષ્ઠ સેવા.' અને એ બીજી સર્વ સારી શિક્ષાઓ જેવી એક અનુભવથી ઉત્પન્ન થએલી શિક્ષા છે. જે હેતુ અને આશાથી રાજસેવા સારૂ આપણામાંના ઘણા વલખાં મારે છે, તે હેતુ અને આશા ઉપરના ઉત્તમ, મધ્યમ માર્ગે ચડયાથી ઓછાં સિદ્ધાર્થ થાય એમ નથી. આપણા રાજ્યકર્તાઓનું મુખ્ય વિશેષ લક્ષણ તો વ્યાપારનું જ છે; અને યુરોપમાં તેઓ જેવા વ્યાપારીની સંજ્ઞાથી ઓળખાય છે તેવા રાજ્યકર્તાની કે બીજી સંજ્ઞાથી ઓળખાતા નથી. અને વ્યાપાર કરતાં કરતાં પણ રાજસંબંધ ક્યાં નથી રખાતો? પરસેવાનાં જેટલાં દૂષણ છે તે જઇ રાજ્યસેવાનાં જેટલાં ભૂષણ છે તે વ્યાપારી થઈ રાજસંબંધ રાખ્યાથી પ્રાપ્ત થાય છે. એટલા ઉપરથી જ જોવામાં આવશે કે સેવાથી વ્યાપાર ઉત્તમ છે. આપણા રાજ્યકર્તા લોકોમાંના ઘણાઓએ તો વ્યાપારી થઇ રાજસંબંધ રાખ્યેથી જ દેશની સેવા બજાવીને મહાજનોના પદ મેળવ્યાં છે. અને એવી જ રીતે કૃષિકર્મ, કલાકૌશલ્ય આદિ વિષે સમજવું.

( ૬૯ )

વિચારોને ઉત્તમ માર્ગે ચઢાવી સંગ્રહી રાખવાની સર્વેએ કાળજી રાખવી જોઇયે પણ તેમાં એવા વિચારોએ ન ચઢી જવું કે જેથી આ દુનિયાની પ્રત્યક્ષ વાતો છેક જ વિસરી જવાય, અને આ દુનીયાપારની કેવળ વિચારમય નવી દુનીયામાં જ રહેવાની ટેવ પડે. જો કે આવું થાય તે પણ નઠારા વિચારમાં પડાય તે કરતાં સોગણું સારૂં છે, તથાપિ સામાન્ય વ્યવહારમાં પડનારાંને તે બહુ લાભકારક નથી. વિચારની એજ શક્તિ છે કે તે નવી સૃષ્ટિ કરી શકે ને તે સૃષ્ટિના આનંદમાં પોતાના ભક્તને અનંત સુખ ભોગવાવે છે.

*　　*　　*　　*

ગુજરાતી કવિતાના પ્હેલાં યુગમાં તો પ્રભુભક્તિ અને પ્રભુપ્રેમનાં જ ગાન થયાં છે. તેમાં ખરો ભાવ ચિત્તાકર્ષક શૈલીમાં અસરકારક રીતે પ્રદર્શિત થયેલો છે. કવિતા કરવા માટે જ પ્રયાસ થયો હોય તેવું નથી તેમ કવિતા એક કળા છે ને તેને માટે સાર્થક પ્રયત્ન આવશ્યક છે એવી માન્યતા ઉદ્ભવ પણ પામી નથી—માત્ર મનુષ્યની પ્રેરણાબુદ્ધિ તેના કિરતારનું ગાન કરવાનું સુઝાડે છે ને ભાવમય, પ્રેમમય, ભક્તિમય હૃદયો તે સૂચન ઝીલી લઇ પોતાના જ તાનમાં ભક્તિની જ ધૂનમાં મચ્યાં રહી ગાય છે.

*　　*　　*　　*

જન્મભૂમિ એ જનેતા જેવી છે. ભલી ગુજરાતનું ભલું કરવાપર મંડો. **Public spirit** એ બે અંગ્રેજી શબ્દોમાં જે ભાવાર્થ રહ્યો છે તે ગુજરાતી ભાષામાં સમજાવવો કઠણ પડે છે તેનું કારણ એ કે એ ભાવ આપણા દેશમાં નથી. સંસ્કૃત ભાષા એવી પ્રૌઢ છે કે તેમાંથી એને માટે શબ્દો જડ્યા વગર રહે નહિ. પણ તેઓ સમજાય કેમ? સ્વદેશ—સુખ સંબંધી ઉત્સાહ કહીએ તો ચાલે. પરંતુ એ ભાવ મનમાં ઉતર્યા વિના શબ્દો શા કામના? દેશહિત, કાળજી અને ઉત્સાહ એ બોલથી અર્થ સમજાવવો જરા વધારે ઠીક પડશે, ને મતલબ જરા વધારે સમજાશે.

( ૭૦ )

મનુષ્યદેહ પામી ક્ષણિક સુખના લોભમાં પડી રાગદ્વેષમાં પીડા રૂપ જીવિત ગાળવું એજ સંસારમાં રચીપચી ગયેલા જીવો ઘણુંકરીને કરે છે. એમ કરતાં જેને ન આવડે તેને પોતાનાથી ઓછાં ડાહ્યાં ગણવા સુધી પણ હીંમત કરે છે. પણ એવાં સ્ત્રીપુરૂષ ગુણકીર્તન કરવાને આપેલી જીભનો નિંદા કરવામાં ગેરઉપયોગ કરે છે. એકાત્મભાવ પરખવાને આપેલી આંખનો ભેદભાવ

વધારવામાં પ્રયોગ કરે છે. પ્રેમરસ સાંભળવાને આપેલ શ્રવણને દ્વેષમય ઝેર પીવામાં બીગાડ કરે છે. સમાનભાવ સુંઘવાની નાસાનો વિષમભાવ ફુંકવામાં અવળો ભાવ ભજવે છે, ને એમ પ્રત્યેક ઇંદ્રિયનો સારાને ઠામે નઠારો ઉપયોગ કરી મનને પાપમય વાસનાઓથી ભરી નાંખે છે, એનું પરિણામ દુઃખ, ક્લેષ, અલ્પાયુષ્ય, એવું થાય છે, ને જન્મોજન્મ તે ભોગવાય છે, એક ક્ષણ પણ સર્વાત્મભાવમાં જીવ પરોવાય તો તેટલાંમાંજ અનન્ત ઇંદ્રપુરીનું સુખ સમજાય છે. નિત્ય એમ થાય તો સુખની અવધિજ ક્યાં રહે? શાસ્ત્ર પણ કહે છે કે જેણે એક ક્ષણ પણ આત્માભાવ અનુભવવા પ્રયત્ન કર્યો છે, તેણે બધાં તીર્થ કર્યાં છે, સમસ્ત પ્રકારનાં દાન આપ્યાં છે, સહસ્રાવધિ યજ્ઞો કર્યા છે, જે જે પુણ્ય કહેવાય તે કર્યું છે; ને તેજ સર્વમાન્ય અને સર્વપૂજ્ય છે, દર્શનથી જ પાપ હરે તેવાં છે. આવા આત્મભાવનુંજ રાતદિવસ શ્રવણ અવલોકન કરવું; તેમાંથી ગ્રહણ કર્યું હોય તેનું મનન કરી તેને મનમાં દૃઢ કરવું; ને તે દૃઢ કરેલાનું નિદિધ્યાસન કરવું એટલે તે એવી રીતે પચવવું કે તેનાથી વિરુદ્ધ એક પણ વૃત્તિ, પેદા ન થાય, તે રુપજ થવાય.

( ૭૧ )

કુટુંબ ભાર વહેનાર સ્ત્રી પુરૂષોના કલ્યાણમાંજ કુટુંબનું કલ્યાણ સમાયલું છે એટલી બુદ્ધિ કુટુંબ જનમાં ઉદય પામે તો તેમના સામે જે પ્રહાર કરવા તમે માગો છો તે પ્રહાર કરવાનું કારણ અર્ધું ઓછું થઈ જાય. આ બુદ્ધિ જે જે કુટુંબોમાં હોય છે ત્યાં ત્યાં ઘણાક અનર્થ ઓછા હોય છે સામાન્ય વિદ્યાથી, સામાન્ય વિચારથી અને ભાર વહેનાર ઉપર વિશ્વાસ ઉપજવાથી આ બુદ્ધિ ઉદય પામે છે. વિદ્યા કેમ વધારવી અને ક્યારે વધશે એ તમે જાણો છો. વિદ્યા વધતાં વિચાર વધશે. વિદ્યા સિવાય પણ વિચાર વધે છે તે સ્વાભાવિક બુદ્ધિ અને અનુભવથી થાય છે. આપણા ઉપર કુટુંબ જનોનો વિશ્વાસ વધારવો એ આપણું કામ છે. એ વિશ્વાસ ઉપજાવવાની કળા જાણનારા જગતમાં હોય છે એ મારા જાત અનુભવથી હું કહી શકું છું. સાત્વિકવૃત્તિ, નિર્મળ પ્રીતિ, ધૈર્ય, ઉદારતા આદિ અનેક સદ્દગુણો આ વિશ્વાસ ઉપજાવનારમાં હોવાં જોઇએ. સામાન્ય મનુષ્યોમાં તે આવવા દુર્લભ છે એ સત્ય છે. પણ આ સદ્દગુણોનાં પાત્ર મનુષ્યો દેશમાં શશ શૃંગ પેઠે કેવળ દુર્લભ નથી એટલું જણાવવાને માટે હું આ કહું છું.

( ૭૨ )

૧૮૨૫ ની ૪ થી મેના દિવસની સવારમાં આઠ વાગ્યાને સુમારે ડબ્લિન, કે જે તે વખતે હાઇડ પાર્ક કોર્નરથી આશરે ૭ માઇલ દૂર ઘણું

શાંત ગામડું હતું, ત્યાં મારો જન્મ થયો હતો. હાલ તે લંડનનું એક પરૂ છે, અને મારા ધારવા પ્રમાણે તેની વસતિ ૩૦,૦૦૦ માણસની છે. મારા પિતા એક નિશાળના શિક્ષક હતા. એ નિશાળ મોટી હતી, અને એક વખતે તેણે સારી કીર્તિ સંપાદન કરી હતી. આ દુનિયામાં મારા દાખલ થવા સંબંધી કોઇ શુકન થયાની મને ખબર નથી, પરંતુ મેં એક અતિકિમતી બક્ષીસ ખોયાનો હેવાલ બાલ્યાવસ્થામાં સાંભળ્યાનું મને યાદ છે. અસાધારણ ગરમીને લીધે મારી માતાના ઓરડાની બારીઓ ખુલ્લી રાખવામાં આવી હતી. એ જ કારણને લીધે પાસેના એક મધપુડાની માખીનું ટોળું ઉડતું ઉડતું તે ઓરડામાં એક બારીવાટે પેસી જવા કરતું હતું. એટલામાં થથરી ગયેલી ધાવે બારી બંધ કરી દીધી. તે મારી હિતચિંતક ધાવ કવખતે જો આ પ્રમાણે વચમાં પડી ન હોત તો તે ટોળું મારા ઓઠ ઉપર બેઠું હોત, અને જે મીઠી વાણીની છટા આ દેશમાં લાયકી, શક્તિ અથવા પ્રમાણિક કામ કરતાં દેવળમાં તેમ જ રાજ્યમાં ઉત્તમ પદવીઓ વધારે ખાતરીપૂર્વક મેળવી આપે છે તેની બક્ષીસ મને મળી હોત; પરંતુ તે તક ગઇ, અને તેનું પરિણામ એ આવ્યું કે પોતાના મનમાં જે હોય તે સાદામાં સાદી ભાષામાં કહી નાંખવું—જે ટેવ કરતાં મનુષ્યની ચઢતીની ઉમેદનો વિશેષ ભંગ કરનારી કોઇ ટેવ નથી એમ હું ધારૂં છું—તેથી આખી જીંદગીમાં મારે સંતોષ માનવો પડ્યો છે.

## ( ૭૩ )

આ રિવાજ મુજબ એક દહાડો અકબર બાદશાહ નાહીધોઈ નિર્મળ પણ સાદાં વસ્ત્ર પહેરી તથા હજારો બાદશાહી ઉભી કરે એવા હીરાનો એક જ હાર કોટમાં ઘાલી ઝરૂખે સવારમાં બેઠો હતો. સૂર્યોદય તુર્તજ થયો હતો, અને તે તરફ સાનંદાશ્ચર્યથી જોઇ રહ્યો હતો. ઝરૂખામાં બંને બાજુએ બાદશાહની આસપાસ સો સો સિપાઇઓ ઉભા છે; તેમની ઉઘાડી તરવારો ઉપર સૂર્યનાં કિરણ પડવાથી એવો તો તેજનો અંબાર છવાઇ રહ્યો છે કે તેમાં બાદશાહનું પ્રતાપી મુખ સૂર્યના જેવુંજ પ્રકાશી રહ્યું છે. નીચે મહેલના નવરંગો ઝળકારી મારી રહ્યા છે, અને સામેના બાગમાંથી ઘણીજ સુંદર સુગંધ બહેકી રહી છે. દૂરથી વાજિંત્રોના મધુર સ્વર આવી કાનને અમૃતપાન કરાવે છે. ફરસબંધી કરેલા રાજમાર્ગ ઉપર પાછલી રાતના ગુલાબના છંટકાવ કરી મૂક્યા છે તેની જે લહેર આવે છે તેથી રાહદારીઓ સ્વર્ગનું સુખ અનુભવે છે. મહેલ આગળથી હજારો માણસ જા આવ કરે છે પણ પગરવ સરખો પણ સંભળાતો નથી—જાણે પોતાનો નિર્મળ પ્રતાપ સૂર્યની સાથે સર-

ખાવવામાં ગુંથાયલા ઇનિસાર્કી બાદશાહને હરકત ન કરવી એવો સઘળી પ્રજાએ સંપજ કર્યો હોય.

( ૭૪ )

આ તોફાનથી અમે ઘણાં ગભરાયાં, અને અમારી હોડી અબઘડી ડુબશે એવી દહેશત અમને લાગી. ત્રણ ચાર દહાડા સુધી અમે અમારી ઓરડીમાંથી બહાર નીકળી શકયાં નહિ. છેવટે ગમે તેમ થાય તોપણ એક વખત વહાણના ઉપલા તુતક ઉપર જવું તો ખરૂં, એવો મેં નિશ્ચય કર્યો, અને જેમ તેમ કરી ઉપર જઈ એક ખુરશીપર હું બેઠી. ત્યાં સમુદ્રની સ્વચ્છ હવા લાગવાથી મારા શરીરમાં જાણે નવો જીવ આવ્યો. ઘડીમાં સમુદ્રનાં બારીપર અથડાતાં મોજાં તરફ કંઇક અજાએબ જેવી બ્હીકને મારે મ્હારાથી જોવાતું સરખું એ નહોતું, અને તેમ કરવા જતાં મારાં મોતીયાં મરી જતાં. પણ એક ઘડીમાં કેવો અદભૂત ચમત્કાર થયો ! હવે હું ઉપલા તુતક ઉપર ઉભી રહેલી, અને હોડી હમણાં બુડશે, હમણાં બુડશે એવું તો થતું હતું, તે છતાં સમુદ્રનું વિસ્તીર્ણ અને ભયંકર રૂપ જોઇ મને જરા પણ ધાસ્તી લાગી નહિ. ઉલટાં ઉત્સાહ, આનંદ અને શાંતિ મ્હારા હૃદયમાં ઉદય પામવા લાગ્યાં. તે વખતે કુદરતી દેખાવપરથી જે નસિહત મળી તે હું કદી વિસરનાર નથી. માણસ જ્યાં લગી ધીરજ રાખી વિપત્તિ અને શત્રુની સામે ટક્કર લેતું નથી, ત્યાંસુધી તેને તેમનો મોટો ભય લાગે છે. બ્હીકણુ મનુષ્ય જેમ જેમ ધાસ્તીનું માર્યું ઘરમાં અથવા પથારીમાં મોઢું ખોસી ભરાતું જાય છે, તેમ તેમ તેની બ્હીક વધતી જાય છે, અને નિરાશાને લીધે દશે દિશા અંધકારમય થઇ જાય છે. પણ ભાઇ, એકવાર "**कार्यं वा साधयेयं देहं वा पातयेयं**" એટલે કે કાર્ય સાધીશ નહિતર દેહ પાડીશ, એવો નિશ્ચય કરી તારા શત્રુને નિરાશાદિ વિપત્તિની સામે થા, એટલે ભય એ શબ્દ ત્હારી સ્મરણ શક્તિમાંથી જતો રહેશે, અને તું જીવન્મુક્ત પ્રમાણે નિર્ભય થઇ, સઘળું જગત્ તારી વિરૂદ્ધ હશે તોપણ, સત્યપર અને સત્સાહસપર અવલંબન કરી ત્હારૂં કાર્ય તું સાધશે. આ અગાધ સમુદ્રમાં આપણાં વાતાહત વ્હાણોને ઘણાંએક તોફાનોની સામે ટક્કર ઝીલવી પડતી નથી શું ? તે વખતે જો હિંમત રાખી સમુદ્રનાં ભયંકર મોજાં સામે આપણે થયા, તો ખચ્ચીત જયશ્રી આપણને મળશે અને આપણા મનને શાંતિ પણ પ્રાપ્ત થશે.

( ૭૫ )

એમ છે તો તમારે નિરાશ થવાનું કાંઇ કારણ નથી. જેમ આપણી અવસ્થા નિરાધાર હોય તેમ એક રીતિએ સુતર વધારે સારૂં છે એમ સમજવું. નિત્ય

શીતલતામાં વસનારના કરતાં જેને બહુ તાપ વેઠયા પછી શીતલતા મળે છે તેને તે શીતલતા દ્વિગુણિત સુખકારક લાગે છે; તેમ આપણે પ્રથમ પ્રતિકૂળ દશાનો તાપ વેઠયો હશે તો જ્યારે, અવશ્ય અનુકૂળતા લાવનાર આપણી વિદ્યાથી, સદ્‌ગુણોથી અને સદાચારથી અનુકૂળતા આવશે ત્યારે તે દ્વિગુણિત સુખકારક થશે. અનુચ્ચ અવસ્થામાંથી ઉચ્ચ અવસ્થામાં જવામાં જેવું પરાક્રમ છે અને ઉત્તરવયમાં તે જેવું અભિમાનપ્રદ છે એવું અન્ય નથી. તમારે નિરંતર મહાન રીતે દીર્ઘ પ્રયત્ન કર્યા જવાની જ માત્ર અપેક્ષા છે. તમારો સારો ઉદ્યોગ તમને સર્વ અનુકૂળ કરી આપશે. ધૃતિને ધારીને વિદ્યામાં જ વધ્યાં જવું. વિદ્યાનો મિષ્ટ ક્ષીરસાગર કીંવા અમૂલ્ય રત્નાકર વિશાળ છે, અને તેના યથાર્થ લાભ તથા સુખ, આગળ ગયેથી મળવાનાં છે, એથી વિદ્યાના ઉપાસનથી આમરણાન્ત વિરમવું નહિ.

( ૭૬ )

મનુષ્યે રચેલી વસ્તુમાત્રમાં હરહમેશ ફેરફાર થયા કરે છે. તેની ઘડેલી કોઇ પણ ઘટના સ્થિર નથી રહી. છતાં શું મનુષ્યનું મિથ્યાભિમાન ! "મારી રચેલી સર્વ રચનાઓ સ્થિર રહેવીજ જોઇએ." છતાં મનુષ્યની ચિત્તવૃત્તિમાં એવી કંઇ વિલક્ષણ ચંચળતા રહેલી છે કે તે કોઇ પણ એક સરખી રીતે ચાલુ રહેલી સ્થિતિમાં સંતોષ માનતો નથી. ભાંગતોડ અને બાંધછોડ એ તેનો સ્વાભાવિક ગુણ છે. મોટાં મોટાં રાજ્યો સ્થપાયાં, ખીલ્યાં, અને કરમાયાં. ભારતવર્ષમાં અનેક સંસ્કારી પ્રજાઓના ઉદયાસ્ત થયા. પરદેશીઓના હલ્લા આવ્યા, તેઓ જીત્યા પણ જીતાયા, અને હિંદમાં ભળ્યા. વેપારી તરીકે ખરીદવા અને વેચવા આવ્યા, પદાર્થ ભેગી તેમની શક્તિ વેચાઇ અને ખરીદાઇ; ધાર્મિક, સામાજિક, અને સાંસારિક ધરતીકંપો થયા, લાવાનો પ્રવાહ વહ્યો. વાવાઝોડાં અને વંટોળિયા ચડયા, રેલો આવી, આગો લાગી, મહામારી ચાલી, અને કાપાકાપી થઈ. છતાં જ્યારે મિસર, સિરિયા, ખાલ્ડીઆ, ઇરાન આદિ મહારાજ્યોનો અંત આવી ગયો ત્યારે ભારતીય પ્રજા મનુષ્ય માત્રને પ્રબોધવાને જાગૃત રહી છે. પ્રાચીન કાળથી અનેક રીતે મનુષ્યને સંસ્કારી બનાવી તેને કર્ત્તવ્યપરાયણ કરાવવામાં આર્યાવર્તના લોકોએ જુદી જુદી પ્રજાઓને સહાય કરી છે, અને આજે પણ એજ કર્ત્તવ્યમાર્ગમાં રાજકર્ત્રી પ્રજાને ખેંચવાને તે પ્રયત્ન કરી રહી છે.

( ૭૭ )

ઇશ્વરની હસ્તી ન સ્વીકારનારાઓને આંખની રચના તપાસવાની એક

વિદ્વાન ભલામણ કરે છે. આંખની રચના તપાસી હોય તો માણસને ખાત્રી થયા વિના રહે નહિ કે એનો બનાવનાર કોઇ અદ્દભૂત ચાતુરીવાળો ઇશ્વર છે; આંખને લગતી દરેક વસ્તુમાં એના કર્ત્તાએ અસાધારણ સંભાળ લીધેલી છે, તથા એનું કીંમતીપણું અને કોમળપણું નજરમાં રાખી પુરેપુરી કાળજીથી એનું રક્ષણ કરેલું છે. આ એક દાખલા ઉપરથી એમ સમજવાનું નથી કે ઇશ્વરની ચાતુરી આ વિશ્વના અમુક જ પદાર્થો બનાવવામાં રહેલ છે. કેટલીકવાર થોડા જ્ઞાનવાળા માણસને આ જગતમાં ઘણું અંધેર મચી રહેલું લાગે છે, પરંતુ તેમ નથી. આ વિશ્વમાં એક કણ પણ નકામો વસ્તો નથી. દરેક પદાર્થ કંઇને કંઇ ગરજ સારે છે, અને સર્વ મળી પ્રભુની અદ્દભૂત રચના શક્તિની સાખ પુરે છે. સઘળે એની કળાની ખુબી ભરેલી છે અને એ સર્વ વ્યાપક અને સર્વ જ્ઞાની છે, એમ શ્રદ્ધા રાખવી. પરમેશ્વર છે એ વાત નિઃસંશય છે. માટે એની હસ્તી વિષે ક્ષણવાર પણ શક લઇ જવા વિના જગતનાં સઘળાં કામ કરવા એ આપણી ફરજ છે.

( ૭૮ )

સ્વાશ્રયમાંજ ઘણાક ઉત્તમ ગુણો ખીલી નીકળે છે; તે ગુણોથીજ માણુસ સુખી થાય છે અને પૂજ્ય ગણાય છે. જે મહાન્ ગુણ સ્વાશ્રયથી ઉત્પન્ન થાય છે તે સંતોષ છે, અને તેનીજ જોડે ધૈર્ય પણ ચાલ્યું આવે છે. સંતોષીને ધૈર્યવાન પણ સ્વાશ્રયી મનુષ્ય પ્રમાણિક અને ન્યાયી થાય છે. સ્વાશ્રય, સંતોષ, ધૈર્ય અને ન્યાય, તથા પ્રમાણિકતા, એટલા ગુણોનું નામજ સ્વતંત્રતા કહેવાય છે. જેની તેની વાતની નાજ પાડયા કરવી, કે જેમાં તેમાં દોષ કાઢવા, કે સર્વનું અપમાન થાય તેવી ઉદ્ધતાઈ રાખવી, એનું નામ સ્વતંત્રતા નથી. સ્વતંત્ર છે તે, એટલે સ્વાશ્રયી છે તે, ઉદ્યોગી હોય, દયાળુ અને શુદ્ધ હોય, એમાં તો કહેવુંજ શું? ટુંકામાં સ્વાશ્રયથી સદ્દવૃત્તિનો ખરો ઉદય થાય છે, ને સર્વદા કલ્યાણ પેદા થાય છે. સ્વાશ્રય વિના કોઇ સુખી કે મોટું થઇ શક્યું નથી. વગવસીલાથી કે ખુશામદ ગુલામગીરીથી કદાપિ કોઇને અધિકાર કે દ્રવ્ય પ્રાપ્ત થાય, પણ તે યોગ્ય રીતે દીપે કે ભોગવાય તે માટે તો સ્વાશ્રયનીજ અપેક્ષા છે.

*　　*　　*　　*

પુસ્તકની સોબતમાં જે અનંતાનંત લાભ છે તેમના ચરણનો આશ્રય કરવાથી જે અગ્ર એટલે ઉત્તમોત્તમ અને અમોઘ એટલે સિદ્ધ, જ્ઞાન, વિવેક અને ચાતુર્ય પેદા થાય છે, તે બધું તો એકજ બાજુએ રહ્યું, પણ બીજા સહવાસો કરતાં પુસ્તકોને અમથાં ઉથલાવી જવાં જેટલો પણ પુસ્તકનો સ-

હવાસ લાભકારી છે. એ અક્ષર આવડે તે તો પડયા જડે, પણ ઉલટું ન-ઠારા વિચારમાંથી કે નઠારી સોબતમાંથી ઉગરાય એ મહા લાભ છે. સમય નકામો કે ભારે લાગે નહીં અને ગમત સાથે જ્ઞાનનો લાભ થાય.

( ૭૯ )

વર્ષ પછી વર્ષ વીતી ગયાં, અને લોહીમાં રગદોળાયલા અલાઉદ્દીનના વાવટાઓની સાથે જીત બંધાઇ ગએલી દેખાવા લાગી; તોપણ ભાગ્યદેવી પોતાનો ધીરેધીરે ઉતરતો પણ નિર્દય ખડ્ગ લઇને આકાશમાં ભમ્યાં કરતી હતી. પાદશાહ પોતાના હથીયારોની ફતેહ જોઇને ફુલી ગયો હતો અને તેના માથામાં ઘણો પવન ભરાઈ ગયો હતો. તેના રાજ્યના આરંભમાં તે બી-જાની સલાહ સાંભળતો તે પ્રમાણે કરવાનું હવે તેણે છોડી દીધું, અને સર્વ તેના એક હુકમ પ્રમાણે થવા લાગ્યું, તોપણ એના રાજ્ય વિષે એવું લખેલું છે કે એની વેળામાં રાજ્યની જેવી ચડતી કળા થઇ તેવી કદિ થઈ નથી; છેક આઘેના પ્રાંતોમાં વ્યવસ્થા અને ન્યાય વર્તાઇ ગયો, અને દેશમાં શોભા વધવા લાગી પણ પાદશાહ તેના મહિમા અને સત્તાની ટોચે પોહોંચ્યો હોય એમ દીસવા લાગ્યું; અને જેમ સર્વ વસ્તુ નાશવંત છે અને નીરંતરપણું માત્ર ઇશ્વરને છે, તેમ પાદશાહની ચડતી કળાની પરીપૂર્ણતા ઘટવા લાગી, અને તેના રાજ્યનું તેજ ઝાંખું પડવા લાગ્યું.

( ૮૦ )

પ્રાણી માત્રનું કલ્યાણ કરવાનું સાધન થવાય એજ ઉદયનું ફલ એ વાત સદાકાળ લક્ષમાં રાખવી જોઇએ. જે ઉદય પામેલાથી કોઇનું કલ્યાણ નથી થયું તેનો ઉદય નિષ્ફળ છે. સૂર્યનાં કિરણોથી સ્વાભાવિક નીચ ગતિ-વાળા જળના કણ આ પૃથ્વી પરથી ઉંચે જાય છે અને અંતે નિર્મલ અને મિષ્ટ થઈ પાછા પૃથ્વી ઉપર વર્ષે છે, અને પ્રાણી માત્રના સુખની વૃદ્ધિ કરે છે. તેમ ઇશ્વર કૃપાથી જે પુરૂષ ઉચ્ચ ઉદય પામે તે પણ પોતાના ગુણોથી ઘણા પ્રાણીના સુખની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરે ત્યારે જ, ત્હેનો ઉચ્ચ ઉદય સાર્થક થયો એમ સમજવું. જે ઉદયથી કોઇને લાભ નથી તે ઉદય મિથ્યા છે. લોકનું હિત કરવું એજ ઉદયનું સ્વરૂપ અને તત્વ છે; એ સત્યતા ઉદય પામતાં પુરૂષોએ મનમાં, સજ્જડ કરી રાખવી જોઇએ. આરંભથી જ લોકોપકાર પાછળ સર્વે યત્ન કરવા જોઇએ. પોતાના નિમિત્તથી લોકોને સુખી થયલા જે જુવે છે, ને ત્હેને જે આનંદ થાય છે ત્હેનો અનુભવ ત્હેને જ છે.

( ૮૧ )

આ સમો ચોતરફ લડાઇનો હતો અને ઇલિઝાબેથનો તે બધામાં હાથ હતો, તોપણ એ એવી તજવીજથી ચાલી કે બધે ઈંગ્લાંડનું માન વધ્યું, એનું ધાર્યું પાર પડયું, અને તે છતાં એને એકજ મોટી લડાઇમાં પડવું પડ્યું. ફ્રાન્સની સાથે સંધિ થવાનો લાગ આવ્યો ત્યારે એ ડહાપણથી કેલે શેહેરને માટે રકઝક કરવા રહી નહિ. ફ્લેન્ડર્સના લોકને મદદ કરી ખરી, પણ તેમણે એને રાજ આપવા માંડયું તે લીધું નહિ. સ્કૉટલાંડમાં ખટપટથી એણે મોટો ભડકો સળગાવી મુકયો હતો, પણ પોતે ઘણીખરી દૂરને દૂરજ રહી. એનું લક્ષ પોતાના રાજનો સારી પેઠે બંદોબસ્ત કરવા તરફ હતું અને તે કામમાં તે હિંમત, ખંત ને ડહાપણથી મંડી હતી. એ કુંવારીજ રહી તેનું એક કારણ એ પણ હતું કે પરરાજ સાથે લગ્ન સંબંધ બાંધવાથી ઈંગ્લંડનું હિત જોઇએ તેવી છૂટથી જાળવી શકાય નહિ.

* * * *

આફ્રિકા તથા ઑસ્ટ્રેલીઆની જોઇએ તેવી હજુ શોધ થઇ નથી. પણ ચંદ્રની બહુ બારીકીથી શોધ થયેલી છે. નરી આંખે ચંદ્ર ઉપર ગમે તે આકારના કાળાં ધાબાં કે ડાઘા દેખાય છે. કેટલાકો કહે છે કે એમાં મનુષ્યનું મ્હોં માલમ પડે છે. આપણે એને દેવ તરીકે પુજા કરીએ છીએ અને એના ચિત્રમાં માથું, મુછ, મ્હોં વગેરે કલ્પેલું છે અને ડાઘાને હરણ માનીએ છીએ. ફ્રેંચ લોક કહે છે કે જ્યુડાસે ક્રાઇસ્ટને ફસાવ્યો હતો તેને સજા તરીકે ચંદ્ર ઉપર દેશનિકાલ કરવામાં આવ્યો છે. એશીયા માઇનરના લોકો કહે છે, ચંદ્ર આયનો છે તેમાં પૃથ્વીની છબી જણાય છે અને પૃથ્વી ઉપર પહાડ દરીઆ વગેરે છે તેનીજ છબી આ આપણે જોઇએ છીએ.

( ૮૨ )

આપણા દેશમાં તો હાલ મતાંતરક્ષમા ( Spirit of toleration ) રાખવી એ ખાસ જરૂરનું અને ખરી સ્વદેશભક્તિનું કામ છે. આપણો દેશ હાલ ઉગમણા અને આથમણા સુધારાનું મોટું રણક્ષેત્ર થઇ પડયું છે, અને જ્યાં સુધી એ બંનેનું સમાધાન થયું નથી, ત્યાં સુધી આપણે જો મતાંતરક્ષમા નહિ રાખીશું, તો પ્રજાઐક્યને તોડનારો મોટો કુસંપ આપણામાં એક નવોજ પેસનાર છે. આપણામાં જુના વિચારના અને નવા વિચારના એવા બે પક્ષ તો એક બીજા સાથે હાડવેર બાંધી બેઠાજ છે, અને તેમાં હવે નવા વિચારવાળામાં પણ એક મોટી ફાટ પાડવાની બડી તજવીજ ચાલી છે; અને જો તેમાં આપણે ભેળવાયા, તો પછી આપણા કુસંપનો કાંઇ પણ પાર

રહેવાનો નથી. અત્યારમાંજ ઘરસંસારી સુધારક અને રાજકીય સુધારક એવા શબ્દો બોલાવા લાગ્યા છે, અને અમે ઉંડા ખેદથી જોઇએ છિએ કે એ નામના અન્યોન્ય દ્રોહી બે પક્ષ આપણા કેળવણી પામેલા પુરૂષોમાં પડી જવાનો સમય બહુજ પાસે આવતો જાય છે. એવા રૂપાંતરને સમયે માણસ નવીન વિચારો બાંધે, બાંધેલા ફેરવે, ફેરવીને પાછા ઠેકાણે આવે, એવા અનેક ચમત્કારો સ્વાભાવિકપણેજ થાય તે જોઇ આપણે ચકિત કે કોપિત થવું ન જોઇએ; મતાંતરગ્રહણ એ આવા સમયની એક સાધારણ નીપજ છે. આ ઉપરથી એમ ન માનવું કે સંસારમાં પડ્યા પછી ભણેલા આપસ્વાર્થી થઇ જઇ સત્ય અને દેશદાઝનો ત્યાગ કરે છે. અમે તો આવા અપવાદને આપણા દેશી ભણેલાઓ ઉપર દુષ્ટ મિથ્યારોપ ગણીએ છીએ, અગર જો આપણામાં ઘણા જણ એ પ્રમાણે માને છે.

(૮૩)

દેશાભિમાનનો ગુણ ઘણો જ ઉપયોગી છે. સ્વભાવથી જ માણસ પોતાનાં પંડને સૌથી વધારે ચહાય છે. તેથી ઉતરતા પોતાના બંધુને ચહાય છે. પછી પોતાના સાથીઓને ચહાય છે. એ પ્રમાણે ચઢતાં ચઢતાં માણસ પોતાના સમસ્ત દેશ ઉપર મમતા રાખતાં શીખે છે. દેશ પ્રીતિમાં પોતાનો જ સ્વાર્થ કેવી રીતે રહેલો છે, તે જ્યારે બરાબર સમજાય છે, એના રૂડાં પરિણામો એટલે સમસ્ત દેશનો ઉત્કર્ષ બધાના જોવામાં આવે છે, અને જ્યારે એ ગુણ અભ્યાસથી માણસમાં ઘણો કેળવાય છે, ત્યારે પાછળ કહેલી સઘળી પ્રીતિઓનું જોર નરમ પડે છે અને દેશ પ્રીતિનું જોર ઝળકાટની સાથે બહાર પડે છે. માણસ ખુશીની સાથે દેશના હિતને સારૂ ઘણી મહેનતે મેળવી રાખેલું ધન ઘડીમાં ખરચી નાંખે છે; પોતાના બીજા સંબંધની મમતા છોડી દેશની સેવામાં એક નિષ્ટાએ તતપર રહે છે, અને પ્રસંગ આવે છે તો દેશને સારૂ પોતાના પ્રાણનો પણ પરમ આનંદથી ભોગ આપે છે.

(૮૪)

તમને ફરીયાદ કરવાનું કારણ છે એવું વખતો વખત તમારા મનમાં આવશે એમ ઘણે ભાગે બને એવો સંભવ છે. આ પ્રમાણે થાય તો તમે ધૈર્યવાન અને વિવેકી થજો. આવે પ્રસંગે તમારા મિત્રના વિચારને ધોરણે વિચાર કરજો. કંઈ પણ કામ ઉતાવળા થઇને કરશો નહીં. કુદરત તે પ્રમાણે કદી કરતી નથી. જેમ વધારે ઉતાવળ કરવામાં આવે તેમ આગળ વધવામાં વધારે ઢીલ થાય છે. ગમે તેમ હો પણ લડાઇ વહોરવામાં તો ઉતાવળ કદી કરશો જ નહીં. ફરી ફરીને આ બાબતનો વિચાર કરવો. વિચાર કરવાને

જોઇએ તેટલો અવકાશ લ્યો. રાતના સુતા પહેલાં કોઇ પણ બાબતના સંબંધમાં ગમે તેટલા તમે ગુસ્સે થયેલા હશો તો પણ સવારમાં તે બાબત તમને જૂદા જ રૂપમાં સમજાશે.

( ૮૫ )

સારૂ નામ એક અમુલ્ય વસ્તુ છે; તેની કિંમત આખા જગતના સોના, રૂપા, હીરા, મોતી, વગેરે ઝવેરાત કરતાં ઘણીજ વધારે છે. જેની પાસે સારૂં નામ છે તેના જેટલો શ્રીમંત બીજો કોઈ નથી. બીજી સઘળી દોલતના નાશવંત છે, પણ સારૂં નામ અમર છે. બીજી દોલત તો ખુટી જાય છે, અને તે દોલત મેળવનારનું નામ એક બે પહેડી પછી નાશ પામે છે; પણ સારૂં નામ ધ્રુવના તારાની પેઠે અચળ રહે છે. દુનિયામાં લોકો પોતાના વંશ વડે જ આ લોકમાં અમર રહેવાની આશા રાખે છે, તે ખોટી છે; એ પ્રમાણે તો એક અથવા ઘણું તો બે પેહેડી સુધી તે ઓળખાય છે, પણ પછી તેનું મીડું વળ્યું. તે હતો અને નહી હતો એ સરખું જ થાય છે; પણ સારૂં નામ એ તો જગતને એક મોટો વારસો આપી જવા જેવું છે. સારા નામવાળાનું સ્મરણ કાયમ રાખવાને વંશની જરૂર નથી; તે તો અંધકારમાં સૂર્યના એક કિરણ પેઠે પ્રકાસ્યાં કરશે. સારૂં નામ અથવા આબરૂ રૂપી અમુલ્ય હીરો મેળવવાની સઘળાને આતુરતા હોય છે અને તે પ્રાપ્ત કરવા તેઓ મેહેનત પણ કરે છે; પણ સઘળાના પ્રયત્ન સફળ થતા નથી.

( ૮૬ )

આપણી ઇંગ્રેજી વિદ્યામાં એક જાતનો દોષ છે અને તે એ કે માણસની વિચાર શક્તિને તે ઉદ્ધત બનાવી મુકે છે. આ ગુણ આખી પાશ્ચાત્ય વિદ્યાનો છે એમ કહીએ તો પણ ચાલે. અસંતુષ્ટ વૃત્તિ સર્વ પાશ્ચાત્ય પ્રવૃત્તિનું મૂળ છે, તે પ્રવૃત્તિને ઉત્પન્ન કરે છે, વધારે છે, અને દૃષ્ટિ—મર્યાદાના જેવી ફળ પરંપરા દેખાડે છે. સ્વાભાવિક માર્ગે ફળ મેળવતાં વાર લાગે છે તે આ વૃત્તિને પ્રતિકૂળ થાય છે. એકજ ફળ શોધી બેસી રહેવાનું નહિ, પણ ફળ ઉપર ફળ ખોળ્યાં કરવાના અને તે પણ આટલી ઉતાવળથી એટલે આ વૃત્તિવાળાં મન સટોરિયા જેવી પ્રકૃતિવાળાં થઇ જાય છે. ભૂતકાળનો અનુભવ શોધ્યા વિના, વર્તમાન સ્થિતિ જોયા વિના, આતુર મન ભવિષ્ય શોધવા નિકળે છે અને સાધન વિના ફળ ઇચ્છે છે ! વર્તમાનથી અસંતુષ્ટ ચિત્ત દૃષ્ટિ આગળ અકસ્માત્ ઉડતું ભવિષ્ય ઝડપે છે અને એ ભવિષ્યની પાછળ ઉભેલું ભવિષ્ય દૃષ્ટિએ અચંત્યું પડતાં કંપારી ખાય છે.

( ૮૭ )

આ સ્થિતિઓમાં કાળાન્વયે એક પહેલી અને બીજી ત્યાર પછી થઇ એટલું જ નહી, પણ કાર્ય કારણ પરત્વે પણ પૂર્વાપર સંબંધ તેવો જ છે; તેથી કેળવણી કેવી રીતે આપવી તે બાબતમાં આટલો બધો ઝઘડો મચી રહેલો જોઇ આપણી ધીરજ જતી રહે તથા આવા ઝઘડાથી જે માઠાં પરિણામ નિપજે છે તે જોઇ આપણને ખેદ થાય, તો પણ આ સ્થિતિ છે તેમાં ફેરફાર થઇ છેવટે સારાં પરિણામ નીપજે તેવી છે, અને આવી સ્થિતિ એક વખત થવી જ જોઇએ. તથાપિ આપણને ધીમે ધીમે આગળ વધી જે મળ્યું તેની નોંધ કરવી જોઇએ. પચાસ વરસ સુધી તકરાર ચલાવી પ્રયોગ કર્યા તથા પરિણામો સરખાવ્યાં? અને આપણને જે મેળવવું છે તે તરફ થોડાંક ડગલાં પણ આપણે નહી ભર્યા હોય? કેટલીક જુની રૂઢીઓ બંધ પડી છે, નવી દાખલ થઇ ચુકી છે, અને બીજી કેટલીકનો ત્યાગ કરવાનું અગર સ્વીકાર કરવાનું કામ ચાલવા માંડયું છે. બધા ફેરફારોનો મુકાબલો કરીશું તો કેટલાંક સમાન લક્ષણો મળી આવશે, તેમનું વલણ એક સરખું આપણા જોવામાં આવશે; તેથી આપણો અનુભવ આપણને કઇ દીશાએ દોરી જાય છે તેનો અનુમાનથી આપણને કંઇકિ સારો ધડો પણ મળી જ આવશે; માટે આ બાબતમાં વધારે ઊંડા ઉતરતાં પહેલાં પાછલા જમાનામાં હાલના જમાનામાં અપાતી કેળવણીમાં શી શી વિરૂદ્ધતા છે તે તપાસીએ.

( ૮૮ )

ઘણાંક એમ જાણે છે કે જે માણસ જે ધંધાને યોગ્ય હોય તે માણસજ તે ધંધો કરી શકે. વેપારીઓ જાણે છે કે નિશાળમાં ભણેલા લોક વેપાર નજ કરી શકે; મહેતાજીઓ જાણે છે કે વેપારીઓ વિદ્વાન ન હોઇ શકે; રાજદ્વારી લોક નિશાળમાં ભણેલાને તો હસેજ છે, ને છોકરાં ભણાવવા વિના બધા ધંધા માટે તેમને નાલાયક ગણે છે, ખેડુતો વળી સર્વેને નકામા ગણે ને સર્વે ખેડુતોને નકામા ગણે છે. આવો પરસ્પર ધંધાનો વિરોધ ચાલે છે, ને જેને ધંધો કે કારભાર કહેવાય છે તેમાં પડેલા લોક એમ સમજે છે કે કવિતા કરનારા, કે જ્ઞાનની વાતો કરનારા એટલે જેને સાધારણ રીતે કેળવાયલા કહીયે છીએ તેવા કાંઇજ કામના નથી! પણ આવા વિરોધમાં કંઈ તત્ત્વ નથી. જે મનુષ્ય કોઇ એક ધંધામાં વિજય પામી શક્યું છે, ને ઉદ્યોગી તથા પ્રમાણિક જણાયું છે, તે ગમે તે ધંધામાં પણ પોતાના ઉદ્યોગ અને પ્રમાણિકપણાથી વિજય પામશે.

*   *   *   *

પણ સીતાની મુખમુદ્રા કાંઇ ચિંતાતુર છે, કાંઇક પ્રેમાવેશવાળી છે, કાંઇક લજ્જાયમાન છે. શા માટે? વિશ્વામિત્ર ઋષિ રામલક્ષ્મણને લઇને અયોધ્યા જતાં મિથિલામાં આવ્યા હતા, ને સીતાએ અંબાનું પૂજન કરવા જતાં રામનું અલૌકિક દિવ્યરૂપ જોઈ તેમનેજ મનથી પોતાનો સ્વામી વર્યો હતો. એ રામ અત્યારે સ્વયંવરમાં છે. પણ એ બાલક ધનુષ્ય શી રીતે ચઢાવશે એ વિચારથી એને ચિંતા થાય છે, વિશ્વામિત્ર જેવા મહાત્માનો હાથો છે તે તો બધું થશે એમ વિચારી પ્રેમનો આનંદ થાય છે, ને એ મારા સ્વામી થશેજ એમ ગણી એમના સામું જરાક જોઇને શરમાય છે.

( ૮૯ )

ઘણાએક સુધારાવાળા તો હાઇકોર્ટનો આ ઠરાવ જોઇને મનમાં ખુશી થયા હશે કે આ રીતે હવે છુટાછેડા કરવાનો, અને તેથી પુનર્લગ્ન થવાનો રસ્તો ખુલ્લો થવા લાગ્યો છે. ઘણા વખત સુધી સાથે રહી પ્રજા પણ ઉત્પન્ન કર્યા પછી છુટાછેડા કરવા જવું એ લગ્નના પવિત્ર બંધનને છેક પશુ ધર્મ જેવો બનાવી દઈ માણુસ માણુસના દુઃખમાં કેટલો વધારો કરનારૂં નીવડશે એ પરદેશના દાખલા જોઇને પણ તેઓ વિચારી લેતા નથી. કાલાંતરે પતિ નિર્ધન થઇ ગયો ને પોષણ ન કરી શકે તેવો રહ્યો તો તેને તજી દેવો એ શું કુલીન સ્ત્રીઓનો ધર્મ કહેવાય? આટલાં વર્ષ તેણે પોષણ આપ્યું તેનો સારો બદલો કહેવાય? માણુસ માણુસ વચ્ચેના લગ્ન જેવા પવિત્ર સંબંધ પણ કેવલ મોજ શોખ કરી ખાવા પિવા માટે થતા હોય ત્યારે તો જાહેર લગ્ન કરવાની પણ શી જરૂર છે? એ સ્ત્રી પણ વજની ઘડેલી હોવી જોઇએ કે જેની સાથે તે ઘણા વખત સુધી રહી તેની અશક્તિ થઈ ત્યારે તેની પ્રીતિથી કે દયાથી મદદ કરવાને બદલે તજી દેવા તૈયાર થઈ! પણ જ્યાં ભાન પણ પુરૂં મળે નહિ તેવી વયે લગ્ન થયેલાં, ને પછી બાઇના વિચાર સુધારામાં ચાલ્યા તથા ભાઇ એમજ રહ્યા એટલે પ્રીતિ થવાનો સંભવ પણ ક્યાંથી?

( ૯૦ )

મી. મલબારીએ પોતાનું બચપણ ઘણું ખરૂં તોફાન મસ્તીમાં જ ગાળ્યું હતું. અંગ્રેજી અભ્યાસ માટે કેટલોક વખત સર જમશેદજીની સ્કૂલમાં ગાળ્યા પછી, બીજા ધોરણમાંથી એકદમ ચોથામાં તેને લઈ જવામાં આવ્યા. એમના દસ્કત એટલા બધા સારા હતા કે મી. સુરતી એજ્યુકેશનલ ઇન્સપેકટરે મી. મલબારીની કોપી બુક નમુના તરીકે આખા ઉત્તર વિભાગમાં ફેરવી હતી. નાનપણથી બાળ વિધવા તરફ દિલસોજી ધરાવતા, કજોડાં માટે તિરસ્કાર દર્શાવતા.

*　　*　　*　　*

બાળકોને તેમની સ્વતંત્રતાથી રમવા ફરવા ન દેતાં, પણ પોતાની જ ઇચ્છા પ્રમાણે એક ઠેકાણે પૂરી રાખવાં એવી ટેવ કેટલીક માતાઓને હોય છે. આમ થવાથી બાળકના મન પર અસર થાય છે તે તો જૂદી, પણ શરીર બહુ નિર્બળ થવા માંડે છે; ખાધેલું પચતું નથી અને કવચિત રોગી થઈ બાળક મરી જાય છે. સૌથી સારો માર્ગ એ છે કે બાળકો માબાપને દેખી બીએ નહિ, પણ ઉલટાં માબાપ રાજી થશે એમ જાણી આનંદમાં રમે તેમ થવું જોઇએ; તેની સાથે તેના મનમાં એમ રહેવું જોઇએ કે આપણે કોઇ નિષિદ્ધ વાત કરીશું તો માતપિતાની અરૂચિ થઇ તે ખીજ્યા વિના રહેવાનાં નથી.

* * * *

પ્રલય એટલે જો ‘ કેવળ નાશ ’ એવો અર્થ કરવામાં આવે તો તે વાત ઘટતી થતી નથી કેમકે પદાર્થનો કેવળ નાશ સંભવતો નથી. પ્રલય એટલે સર્વ પદાર્થનું ઈશ્વરાદિને વિષે લીન થઈ જવું એમ કેટલાકનો અભિપ્રાય છે, પણ મને તેનો સ્વીકાર નથી.

* * * *

સૂર્ય ઉગ્યા પછી તે ગુપ્ત રહી શકતો નથી, કસ્તુરીનું પાત્ર ઉઘડયા પછી તેનો પરિમલ અજ્ઞાત રહેતો નથી, કમળ વિકસતાં ભ્રમરવૃંદ ગુંજારવ કરે છે તેમ જેનું અહંકારનું પડ તુટયું છે, મમત્વ અને ભિન્નતાની દિવાલો વિશુદ્ધ સ્નેહની ભરતીથી ધોવાઇ ગઇ છે, તેના આત્માનો પ્રકાશ કોટિ પ્રયત્ને ઢાંકી શકાતો નથી. આત્મ જ્યોતિ પ્રકટે એટલે પતંગીઆ આપોઆપ દોડી આવે છે.

( ૯૧ )

શૌર્યવાન પુરૂષોનું ધૈર્ય વિપત્તિમાં જ વધારે દીપે છે. સંસારમાં પ્રતિક્ષણ વિપત્તિઓ વર્ષાદની પેઠે પડે છે; પણ તેમાં ધારજ રાખી શૌર્યવાળા માણસો ડગતાં નથી. જેમ સંપત્તિથી ત્હેમને ગર્વ નથી આવતો તેમ વિપત્તિથી ત્હેમનું ધૈર્ય સ્ખલિત થતું નથી. જેનામાં નીચ બુદ્ધિ નથી તે કદાપિ નીચપણું કરતા જ નથી. સુખ કે દુઃખ માણસના હાથમાં છે જ નહિ એ તો સિદ્ધ વાત છે; ત્યારે સુખમાં ફુલાઇ જવાથી પ્રાપ્ત થતી હલકાઇ, અને દુઃખમાં રડવાથી પ્રાપ્ત થતી દીનતા, એજ માત્ર ઉભયમાં વિવ્હલ થનારને પ્રાપ્ત થાય છે. ને જ્યારે એમ જ છે ત્યારે ઉભયથા એક જ વૃત્તિ રાખી ગંભીર રહેવામાં કેટલું શૌર્ય, કેટલું ઔદાર્ય, કેટલી મહાશયતા છે. આપત્તિમાં જ ખરા ગુણની કસોટી છે. માણસના દુર્ગુણોને કસી જોવા હોય, ત્હેનામાં દુર્ગુણ છે કે નથી ત્હેનો નિશ્ચય કરવો હોય, તો તે સંપત્તિ સમયે થઇ શકે છે, પણ ત્હેનામાં આ ગુણો છે તે જોવાનું તો વિપત્તિમાં જ બને છે. ચંદનના લાકડાને અમસ્તું જોવાથી તે લાકડા જેવું લાકડું જણાય છે પણ ત્હેને ઘસવા માંડે

તો ત્હેમાંથી સુગંધિ વિના બીજું કાંઇ નીકળતું નથી. વિપત્તિમાંજ ખરા ગુણનો પ્રકાશ થાય છે, ને મહાત્માઓ ખરી વિપત્તિની વખતેજ કોઇ અપૂર્વ શૌર્ય તથા ઉદારતાનું દર્શન કરાવે છે. ઘણાક મહાપુરૂષોને આ મહા નિયમ એટલે સુધી વળગેલો હોય છે કે તેમને સહેજ ખીજવવામાં આવે ત્યારેજ તેઓને મોઢેથી અપૂર્વ જ્ઞાનનો ઉદ્દગાર વહે છે.

* * * *

આવું ચારિત્રનું પરાક્રમ જે શૌર્યથી પ્રકાશ પામે છે તે પુરૂષોમાં જ જણાયું છે કે જણાઇ શકે એમ માનવાનું કારણ નથી. એટલુંજ અવિશેષ સ્મરણમાં રાખવાની અપેક્ષા છે કે સર્વ પુરૂષો સ્ત્રીઓનાજ પુત્ર છે; ને ત્હેમનામાં જે જે પરાક્રમ છે તે તે સ્ત્રીઓની અસરનુંજ રૂપાંતર છે. સ્ત્રીઓનાં ગીત કોઇ ગાતું નથી, તેમને નામે કીર્તિ સ્થંભ રોપાતા નથી, છતાં તેમની શક્તિ અગાધ, અમિત, અપાર છે ને સર્વદા ગુપ્ત છતાં માણસના જીવિતમાં નિકટ જોડાયેલી છે; પણ પ્રસિદ્ધ શૌર્યના દર્શનમાં એ સ્ત્રીઓની મૂર્તિઓ નથી એમ નથી. અનેક સતીઓએ સંપતિ અને વિપત્તિમાં પ્રેમનું જ અસ્ખલિત સ્વાર્થ રૂપ સેવન કરી પ્રાણાન્તે પણ ત્હેને તજ્યો નથી. એ મહા શૌર્યનો પ્રભાવ આર્ય પ્રજા વિના બીજાને અજાણ જ છે. પ્રેમ બળ ! અહો શો શૌર્ય અને ઉદાર પ્રેમનો પ્રભાવ છે કે એ વિરૂદ્ધ વસ્તુનો પણ એકમાં જ યોગ કરે છે.

* * * *

માણસ જ માણસના મનને આકર્ષે છે, માનુષ જીવિતના સંબંધનું જે કાંઈ હોય, મનુષ્યના જે જે અનુભવ, આનંદ, શોક, પરાક્રમ ઇત્યાદિના પ્રસંગ હોય, તે ઉપર જ માણસનું મન બીજા કરતાં વધારે ખેંચાય છે. તેને તેમાં જ કાંઈ વિશેષ રમુજ પડે છે. એમ પ્રત્યેક થોડે ઘણે અંશે બીજાં માણસમાં મન રાખે છે. એટલે જેમ જેના મનનો વધારે પુસ્તકોદ્વારા વધારે માનુષ અનુભવના પ્રસંગમાં પ્રચાર, અને તેથી વધારે મનુષ્યો સાથે ત્હેના મનનો સંબંધ, તેમ તેના હૃદયની વધતી ઉદારતા અને વધતો દયાભાવ, પ્રેમભાવ.

( ૯૨ )

થોડીક વારે જ્યારે તે સભા આપોઆપ વિસર્જન થઇ ત્યારે તે સાથે આ બન્ને ગુરૂ શિષ્ય પણ તે ધર્મિષ્ઠ મહાત્માને નમસ્કાર કરીને ત્યાંથી ચાલી નિકળ્યા. ત્રિવેણી ઘાટના આશ્રમની બહાર ઝાડોની મહાન ઘટા છવાઇ રહી હતી. ત્યાં થઇને વિશાળ મેદાનમાં અવાતું હતું ત્યાં આવ્યા ત્યારે બરોબર મધ્યાન્હ થયલા હતા; ગુરૂશિષ્ય પેલા મહાત્માની પ્રસંશા કરતા કરતા ઉતાવળા ચાલ્યા જતા હતા. હમેશનો સમય આજે ઘણીવાર થયાં વીતિ ગયો હતો અને ભૂખ પણ કકડીને લાગી હતી. ચાલવાની પણ પૂરી શક્તિ રહી

હતી નહિ, એથી શિષ્યે તો માર્ગમાંથી જ ગુરૂની આજ્ઞા માંગી, શહેરનો રસ્તો પકડયો. ગુરૂને તો એટલું જ જોઇતું હતું. જેવો શિષ્ય નગર પ્રતિ ચાલ્યો તેવાજ ગુરૂજી પાસેના બાગમાં પેઠા અને ત્યાંથી વનફળ વિગેરે લઇને પોતાના આશ્રમ પ્રત્યે ગયા.

*    *    *    *

દેશાટણ કરવાથી માણસમાં કંઇક અજબ શક્તિ આવે છે. જુદાં જુદાં સ્થળોમાં સૃષ્ટિસૌંદર્યની વિચિત્ર રચના જોવામાં આવે છે, એથી કલ્પના વધે છે. એ કારણથી કવિને તો કુદરતનું ખરૂં જ્ઞાન મેળવવા પ્રવાસની ખાસ જરૂર છે. દયારામે તીર્થોનાં દર્શન નિમિત્તે આખા ભરતખંડની મુસાફરી ત્રણ વખત કરી હતી. પ્રવાસમાં ઉજ્જનથી નાશક આવતાં મરાઠા ધાડપાડુ આનાજી આંગરીયાએ કવિને પાંચ માસ અગિઆર દિવસ કેદ રાખી છોડી મૂક્યા હતા. દરમિયાન આનાજીને હમેશા રાત્રે કવિ ભજન તથા કવિતા સંભળાવતા, અને ગાઇ બજાવી તેને ખુશ રાખતા હતા. બધા મળીને પ્રવાસમાં કવિનાં સાત વર્ષ ગયાં હતાં. પ્રવાસથી દયારામના અનુભવ, બુદ્ધિ, ને ચતુરાઇમાં ઘણો વધારો થયો. પ્રવાસમાંથી પાછાં ફરતાં ચાણોદમાં કોઇ સગું ન રહ્યું અને ડભોઇમાં મોસાળ હતું તથા પીતરાઇઓ રહેતા, તેથી કવિ ત્યાં રહેવા ગયા.

( ૯૩ )

ભણાવવાની બેજ રીતિઓ છેઃ—સૂચકરીતિ અને વ્યાખ્યાનરીતિ. જે જ્ઞાન વિદ્યાર્થીને પ્રાપ્ત કરાવવાનું છે તે પોતાની મેળેજ તે શોધી કહાડી શકે, એમ જે ભણાવવાની તેને સૂચક રીતિ કહે છે. અજાણી વાત ભણનારને પ્રથમ પોતેજ કહેવી, અને તે વિષે પછીથી જે સમજુતી આપવી તેને વ્યાખ્યાન રીતિ કહે છે. પહેલી રીતિને કેટલાકો સંયોગીકરણ પદ્ધતિ કહે છે, અને પાછલીને પૃથક્કરણ પદ્ધતિ કહે છે. અધમ શિક્ષકો આમાંથી એકેનો ઉપયોગ કરતા નથી. દૃષ્ટાંત તરીકે ધારો કે હોપકૃત વ્યાકરણમાંથી નામના પ્રકાર શીખવવાના છે. અધમ મહેતાજી તો એટલુંજ કહે છે, છોકરાઓ કાલે ૩૧ મી કલમ ગોખી લાવજો. બીજે દહાડે તે કવિતાનો મુખપાઠ લેતો હોય તેમ ગોખી આવ્યા છે કે નહિ તે પ્રત્યેકને પૂછીને તપાસી જાય છે, અને કદાપિ ચોપડી બહારનાં એક બે ઉદાહરણ પૂછે તો તે એના બાપનાં પૂરાં ભાગ્ય સમજવાં. આ રીતે શિક્ષકે શીખવ્યું જ શું? આ તો પરીક્ષા થઇ. દીલગીરીની વાત છે કે કેળવણી ખાતામાં એવા ઘણા માણસો છે કે તે આ રીતે જ પોતાનું કામ કર્યા જાય છે, અને સ્વપ્નામાં પણ વિચાર કરતા નથી કે આપણે શિક્ષક કહેવાયા છતાં વરસના ત્રણસે ને પાંસેઠ દહાડા ઇન્સ્પેકટરનું

કામ કર્યા જઇએ છીએ. આનું પારણામ એ થાય છે કે જ્યારે પરીક્ષામાં છોકરાઓને કંઇ નથી આવડતું એમ સિદ્ધ થાય છે ત્યારે તે મૂર્ખા ભણનારની બુદ્ધિનો વાંક કહાડે છે, અથવા કહે છે કે વ્યાકરણનો વિષય જ એવો છે; પણ એમને સુઝતું નથી કે આપણે વ્યાકરણ શીખવતા જ નથી તો પછી વિદ્યાર્થીઓને આવડે ક્યાંથી ? કહેવાની મતલબ એ છે કે આનું નામ શીખવવું નથી. કંઇ પણ નવું જ્ઞાન આપવું તેનું નામ શીખવવું છે. આ તો બાલક પોતાની મેળે શીખે છે અને આળસુ શિક્ષક તે તપાસવું એજ પોતાનું કામ સમજે છે.

( ૯૪ )

એ પ્રમાણે એક પછી એક વહાણ એ ખડકોને લીધે ભાંગતાં માલૂમ પડે છે, અને બીજાં નવાં ગર્ભપુરી બંદરની ગોદીમાંથી દરિઆમાં બહાર પડે છે. જ્યાં સુધી વહાણો મુક્ત–પુરી બંદરે પહોંચે ત્યાંસુધી આખે રસ્તે સાગરનાં મોટાં ઉછળતાં તોફાની મોજાંથી તેઓ ઉંચાં નીચાં થાય છે, અને હમણાં ડુબશે હમણાં ડુબશે એવી તેમાં બેસનારાઓને દેહેશત રહે છે. જ્યાંસુધી વહાણનું સુકાન વિવેકની પાસે હોય છે ત્યાંસુધી સામે પવને પણ તે સદ્‌ગુણની સાંકડી નાળમાંજ તે વહાણ ચલાવે છે. પણ રસ્તામાં તે વહાણ ધણીને મઝા પડતી નથી. તૃષ્ણારૂપી પુંઠનો પવન જોરથી ફુંકતાં વારજ વહાણ સદ્‌ગુણની નાળમાંથી ઘસડાઇને ઓહોળા દરિયામાં પડે છે. પછી જે રસીલો બેટ પાસે હોય છે, તે તરફ વહાણ હંકારાય છે. આ વખતે નાળમાંના વહાણવાળાઓ બહાર પડેલા વહાણવાળાઓને મોટેથી પોકાર કરીને બેટ પાસે જવાની ખરાબી સમજાવે છે, પણ મૂર્ખ વહાણવટી તેઓની વાત લગાર પણ કાને ધરતો નથી.

* * * *

વિદ્યા ! વિદ્યા એટલે શું ! વિદ્યા એટલે આ જડ ચિદાત્મક ( Matorial aud spiritual ) વિશ્વનું જ્ઞાન; અને તે વિશ્વનું જ્ઞાન તો તમે બાલકને એક ઓરડામાં ગોંધી રાખી આપવા માગો તે કેવી વિપરીત મતિનું કામ છે ! આ અનંત વિશ્વનું અવલોકવાનું છોડાવી તમે પુસ્તકોના પાનામાંથી જ એને એ જ્ઞાન પ્રાપ્ત કરવાનું કહો છો તે શી રીતે બની શકે ? અમે પુસ્તકોનો અનાદર કરતા નથી. પુસ્તકો તો અમારાં પ્રાણ પ્રિય છે, અને અમારી અહોનીશ વાંચ્છના એ છે કે આપણા દેશમાં બાલ, યુવા, તે વૃદ્ધ પર્યંત બધાં જ પુસ્તકાનુરાગી થાય. પુસ્તકો કેળવણીનું સાધન છે, પણ તે ક્યારે કે જ્યારે તે વિશ્વના અવલોકનની સહવર્ત્તમાન હોય ત્યારે જ.

( ૯૫ )

વિચાર સંઘરવાનું ઉત્તમમાં ઉત્તમ સ્થાન પુસ્તકો છે, ને તેવુંજ બીજું સ્થાન અવલોકન છે. જે જે મુખ્ય લખનારા થઇ ગયા છે તેમણે પોતાના

વિચાર પોતાની પાછળ મુકેલા છે, ને એમ દુનીયામાં જ્યારથી લખવાની કળા જણાઇ હશે, ત્યારથી મનુષ્યોના વિચાર સંઘરાતા ચાલ્યા છે. એમ વિચારનો અમર પ્રવાહ વહે છે, તેમાં નહાઇ આપણે પણ તેનું આચમન કરીએ તો આપણો આત્મા પવિત્ર થાય, આપણા વિચાર ઉત્તમતાને પામે. પુસ્તકો કેવાં વાંચવાં તે બહુ સંભાળવાનું છે. મનને ઉશ્કેરી નાખે અથવા અયોગ્ય અસર પેદા કરે, તેવાં પુસ્તક જુવાન સ્ત્રી પુરૂષોએ વાંચવાં નહિ; તેમણે તો પોતાના ઘડાતા વિચાર પાકા થવામાં પુષ્ટિ મળે તેવાં ઉત્તમ પુસ્તકોનું અવલોકન કરવું-નવરા બેશી ગપાટા મારવા, કે એકાંતમાં પડી કોઇના હિતાહિતના કુતર્ક કરવા, તે કરતાં સારાં પુસ્તક વાંચી કે વિશ્વની ભવ્ય રચનાનું અવલોકન કરી, ઉત્તમ વિચારની વૃદ્ધિ કરવામાં સર્વ પ્રકારનું કલ્યાણ છે.

( ૯૬ )

પાંડવો વનમાં ફરતા હતા, તેવામાં એકવાર સખ્ત સૂર્યના તાપથી તેઓ અત્યન્ત તરસ્યા થયા. પણ એકકે સ્થળે તેમણે પાણી દીઠું નહિ. તે ઉપરથી યુધિષ્ઠિરે તેના નાના ભાઇ નકુલને કહ્યુ:-" ભાઇ, નકુલ, તું આ ઝાડપર ચઢીને ચારે તરફ જો તો; સમીપમાં કોઇ સ્થળે જળ કે જળાશય જણાય છે ?" પછી નકુલે યુધિષ્ઠિરના કહ્યા પ્રમાણે કર્યું, અને તરત ઝાડપર ચઢીને ચોમેર દૃષ્ટિ કરીને કહ્યું કે:-" હા, ભીનાશવાળી જગાપર ઉગનાર ઘણાં વૃક્ષો જણાય છે અને કારણ્ડવના તીણા સ્વર પણ જો ને સંભળાય છે ! માટે, જરૂર ત્યાં પાણી હોવું જોઇએ." તે સાંભળી યુધિષ્ઠિરે નકુલને કહ્યું:-" ચાલ, તું ઝટ નીચે ઉતર, અને તારા ભાઇઓ માટે થોડુંક મીઠું પાણી ભાથામાં ભરી લાવ."

*　　*　　*　　*

કેટલાંક દુષ્ટ માણસ બહારના ડોળડમાકથી બીજાંને છેતરી શકે છે, પણ તેમનો ઢોંગ લાંબો ટકી શકતો નથી. જે ખરેખરાં ઉત્કૃષ્ટ સન્મનુષ્ય છે તેમની રીતિ કૃતિજ સ્વાભાવિક રીતે સરલ હોય છે.

*　　*　　*　　*

જેણે સદ્વર્ત્તનનો કે મનુષ્યને ઉપયોગી થવાનો સ્વપ્ને પણ વિચાર કર્યો નથી તે ગમે તેટલા ઉંચા કુળમાં જન્મ્યો હોય કે ઉંચી સત્તા ધરાવતો હોય તે મિથ્યા છે.

( ૯૭ )

હવે પાટણ શહેરમાં કેવી ગડમથલ થઈ રહી હતી તે ઉપર આપણે નજર કરીએ. લશ્કરમાં જેઓ ગયા હતા તેઓનાં માબાપ, છોકરાં, ધણીઆણી તથા બીજાં સગાં સંબંધીઓને ઉપર બતાવ્યા પ્રમાણે દુઃખ થયું હતું. મોટામોટા વેપારીઓ જેઓએ છળભેદથી તથા હિમત ચલાવી સાત પેઢી

સુધી ચાલે તેટલું ધન ચાંચવે પાવડે ઉસડયું હતું, તે ધન જોઇને તેઓની આંખ્યમાંથી આંસુની ધાર ચાલતી, અને તેનું શું થશે તે બાબત તેઓ માહા ફિકરમાં પડયા હતા. તેઓએ ભોંયમાં મોટા ખાડા ખોદીને તેઓની દોલત દાટી અને આગળ શું થાય છે તેની રાહ જોતા બેઠા. એ પ્રમાણે સઘળા લોકોમાં ચિન્તા પથરાએલી હતી, પણ જેઓની પાસે કંઈ નહોતું, જેઓને લૂંટાવાનો ભય નહોતો, જેઓને આવી ઉથલપાથલમાં ઘણો લાભ મળવાની ઉમેદ હતી, તથા જેઓ દેશની દોલત સામાન્ય માનતા, પારકા તથા પોતામાં કાંઇ ભેદ ન ગણતા તથા મધપુડા જગતમાં આળસુ મધમાખીઓની પેઠે બીજાનું મેળવેલું મધ પોતે ખાઈ જતા તેઓને આ વખતે ખુશીનો પારજ નહોતો.

( ૯૮ )

દોલતાબાદથી બે ગાઉ ઉપર એક પર્વત છે, જ્યાં દરેક ગુરૂવારે પુજા કરવા જવાનો જનાર્દનપંતનો રિવાજ હતો. આ સ્થળ જનાર્દનપંત સિવાય બીજા કોઇને માલુમ નહોતું. એકનાથ નામના સચ્છિષ્યને દત્તાત્રયના દર્શન કરાવવાની ઇચ્છાથી એક ગુરૂવારે ગુરૂએ તેને સાથે લીધો. રસ્તે ચાલતાં વનનો મનોહર દેખાવ જોઇ એકનાથ આલ્હાદ પામ્યો. વખત પરોઢીયાંનો હતો, અને પક્ષિઓનો અવ્યક્ત મધુર ધ્વનિ કાને પડતો હતો. પ્રાતઃકાળના મંદ મંદ વાતા સુગંધી પવનથી બન્નેનાં અંતઃકરણ ઉભરાઈ જતાં હતાં. વનવૃક્ષોનાં સુવાસિક પુષ્પોની સુગંધ સર્વત્ર પ્રસરી રહી હતી. ફળના ભારથી વૃક્ષોની શાખા એટલી બધી નમી ગએલી દેખાતી હતી કે જાણે ગુરૂને જોઇ તેને નમન કેમ કરતી ન હોય, એવો ભાસ થતો હતો. કવચિત્ ક્વચિત્ સ્ફાટિકસમ નિર્મળ પાણીનો ખળખળ વહેતો પ્રવાહ દષ્ટિગોચર થતો હતો, અને બીજીજ ક્ષણે ઘાસમાં અદૃશ્ય થઈ જતો હતો. આવી વનની અલૌકિક મનોહરતા નિહાળી, મનમાં અચંબો પામતા, નાની ટોપલીઓ ફુલોથી ભરતા, ગુરૂશિષ્ય બંને આગળ ચાલ્યા.

* * * *

સ્વતંત્રતા જેમ માણસમાં સ્વાત્માભિમાન રાખે છે. અને તેની વૃદ્ધિ કરે છે, તેમ તે માણસને સત્યાભિમાની થવાનું પણ કારણ છે જે માણસ કોઇના ઉપકાર તળે રહેતો હોય, અને તેની ઉપર પોતાના નિર્વાહનો આધાર રાખતો હોય, તે માણસ સત્યાભિમાની થઈ શકે નહિ. મતભેદથી બીજાનો દ્વેષ કરવો તે સ્વાભાવિક રીતે જોતાં ખોટું છે, પણ તેવું જાણવાવાળા ઘણા થોડા છે. આથી, આશ્રિત મનુષ્ય પોતાના આશ્રયદાતાના મતથી જુદો મત ધરાવતો હોય, તોપણ તેને તે ગુપ્ત રાખવો પડે છે, અને બહારથી આશ્રય દાતાના મતનાં વખાણ કરવાં પડે છે; એટલું જ નહિ પણ પ્રસંગ અનુસાર પોતાના મ-

તની અવગણના કરવી પડે છે. ત્યારે જો તે આમ કરે તો તેનામાં સત્યાભિમાન અને સત્યપ્રતિ પ્રીતિ કેવી રીતે વૃદ્ધિ પામી શકે ! કદી વૃદ્ધિ પામે જ નહિ.

( ૯૯ )

કરમાઇ ગએલું ફુલ જેમ ફરી પ્રફુલ્લિત થઇ શકતું નથી, તેમ મનુષ્યમાં પ્રારબ્ધ કિંવા મતિનો એક વાર બિગાડ થયો, એટલે તે પુનઃસારાપર આવતું નથી. સંસાર કેવળ અસહ્ય દુઃખ અને નાના પ્રકારના સંકટથી ભરેલો છે—પછી સંસારમાં જોઇએ તો કોઇ લબાડ હોય, અધમ હોય, ચંડાળ હોય કિંવા કોઈ ધાર્મીક હોય, પરંતુ તેઓનું દુઃખ જોઇ હરકોઇ ડાહ્યા માણસનું હૃદય કેવળ દયાથી પિગળી ગયા વિના રહેતું નથી. કોઇ વખત મ્હોટા ધર્મપરાયણ માણસોને પણ મહા સંકટો સોસવાં પડે છે અને એવા બનાવો ઘણી વાર આપણા જોવામાં આવે છે. પરંતુ ખુબી તો એજ છે કે તેઓની ધર્મપરાયણતાનું તેજ જરા પણ ઝાંખુ નહિ થતાં ઉલટું તે વધારે પ્રકાશી નિકળે છે.

( ૧૦૦ )

બોલવામાં, ચાલવામાં, વિચારવામાં અને ટુંકામાં આહારવિહારના અને બીજા સર્વે પ્રસંગોમાં પ્રથમથી સારાં ધોરણ નક્કી કરી રાખવાથી, અને તે પ્રમાણે વર્તવાથી બહુ સારાં ફળ આવે છે. એકથી વધારે કામ સાથે લાગાં કરવાનો પ્રસંગ પડે, ત્યારે કયું કામ પહેલું લેવું અને કયું પાછળથી લેવું; ઘણાં માણસ પાસે કામ લેવાનું હોય ત્યારે કોને કેટલું અને કેવું કામ સોંપવું; એ સઘળી બાબતોમાં અનેક વિચાર કરી રાખનાર અને તે પ્રમાણે ધોરણ બાંધનાર માણસ **પાણી પહેલાં પાળ બાંધવા** જેવું દીર્ઘદષ્ટિનું અને અગમચેતીનું કામ કરે છે. એ ધોરણ પાળવા અને પળાવવામાં થોડા વખતમાં, થોડી મહેનતે, થોડા ખરચથી અને જોઇએ ત્યારે જવબ દે એવી રીતે વધારેમાં વધારે ફળ જે મેળવી શકે છે, તે માણસ તે કામમાં વધારે કુશળ ગણાય છે. તે કુશળતા નિરંતર વિચાર સાથે ઉદ્યોગથી અને તે કામમાં ટેવાવાથી વધે છે, અને પ્રમાણિકપણાથી વધારે ફળ આપે છે. એવી કુશળતાવાળા માણસોમાં અમદાવાદવાળા રાવબહાદુર રણછોડભાઇ છોટાલાલ તથા શેઠ મનસુખભાઇ ભગુભાઇ, અને નવસારીના શેઠ જમશેદજી નસરવાનજી તાતાના નામ જાણીતાં છે. તેમણે પોતાની બુદ્ધિ, કુશળતા અને પ્રમાણિકપણાથી મિલો જેવાં મોટમોટાં કારખાનાં જમાવ્યાં અને તેમાંથી લાખો રૂપીઆ પેદા કરી તેનો લાભ દેશને આપ્યો. યુરોપ, અમેરિકા અને જાપાનના કારીગરો, વેપારીઓ વગેરે આવી કુશળતા જાતે વધાર્યા કરે છે, અને પોતાનાં બાળકો એવાં કુશળ થાય તે માટે નાનપણમાંથી જ તેમની સંભાળ લે છે.